जैनसाहित्योद्धारग्रन्थावल्या द्वितीयं पुष्पम् ॥ २ ॥

# अनेकार्थसाहित्यसङ्ग्रहः ।

## प्रथमो विभागः ।

तस्य

तत्र

श्रीवर्द्धमानगणिप्रणीतं स्वोपज्ञवृत्तिविभूषितं

कुमारविहारप्रशस्त्यन्तर्गतं षोडशोत्तरशतार्थकाव्यम् ।

श्रीसोमप्रभसूरिविरचितं स्वोपज्ञवृत्तियुतं शतार्थकाव्यम् ।

अज्ञातकर्तृकं पञ्चार्थकाव्यम्, अनुलोमप्रतिलोमश्लोकश्च ।

संशोधकः सम्पादकश्च

जैनाचार्य श्रीमद् विजयानंदसूरीश्वर ( आत्मारामजी महाराज) शिष्यरत्न

दक्षिणविहारिश्रीमदमरविजयमुनिवरान्तिषत्

चतुरविजयो मुनिः ।

प्रकाशकः—

श्रीजैनप्राचीनसाहित्योद्धारग्रन्थावल्याः संचालकः

नवाब साराभाई मणीलाल.

ठे० नागजी भूधरनी पोळ—अमदावाद.

वीरसंवत् २४६१ प्रथमसंस्करणे प्रति: ५०० ईस्वीसन् १९३५

विक्रम सं० १९९१ मूल्यम् रु. २–०–० आत्म सं. ३९




## કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્ય મહારાજ !

આપ જૈનશાસનના સ્તંભ છો. આપના ગુણો વર્ણનાતીત છે. આપે ગૂર્જરેશ્વર કુમારપાળને પ્રતિબોધ આપી ભૂમંડળને જિનપ્રસાદોથી અલંકૃત કરાવી ભવ્યજનો ઉપર અત્યંત ઉપકાર કર્યો છે. સિદ્ધહૈમ-શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન, છન્દોડનુશાસન, ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્ર, પરિશિષ્ટપર્વ, યોગશાસ્ત્ર, પ્રમાણમીમાંસા, સંસ્કૃત પ્રાકૃત દ્વયાશ્રયકાવ્ય, અભિધાનચિંતામણી, નિઘંટકોષ, અનેકાર્થકોષ, દેશીય નામમાળા વિગેરે આપની દેહધારી પ્રતિભાસમાન અનેક ગ્રન્થો આપની સાહિત્યસેવાના પુરાવારૂપ છે એતદ્દેશીય તેમજ પાશ્ચાત્ય અનેક વિદ્વાનો આપની ઉપરોક્ત કૃતિકલાપનો અભ્યાસ કરી મુક્તકંઠે પ્રશંસા કરે છે અને સાક્ષાત્ વાગ્દેવતાના અવતારરૂપી ગણી હૃદયકમળમાં સ્થાપન કરી આપને નિરંતર અર્ધ્ય આપે છે. અમારાથી આપનું ઋણ કોઈ પણ પ્રકારે ફેડી શકાય તેમ નથી છતાં પણ ' ફૂલ નહિ, તો ફૂલની પાંખડી ' સમાન આ લઘુ ગ્રન્થ આપના કરકમલમાં અર્પણ કરી કૃતાર્થતા અનુભવું છું.

લિ૦ આપનો સદાનો દાસ

સેવક નવાબ સારાભાઈ મણીલાલ.

# વિષયાનુક્રમ

# शुद्धिपत्रकम् ।

| पृष्ठम् | पङ्क्ति | अशुद्धिः | शुद्धिः |
|---|---|---|---|
| | | प्रस्तावनायाः । | |
| ५१ | १७ | हसः | हंसै |
| ५९ | १६ | सम्यगामभावगहेन | सम्यगागमावगाहेन |
| ५९ | १८ | अणत्थ कोस | अणत्थं कीस |
| ५९ | १९ | भुद्रिका | मुद्रिका |
| | | मूलग्रन्थानाम् । | |
| १ | ६ | प्रशस्त्यन्त्यगत | प्रशस्त्यन्तर्गत |
| ५ | ७ | सस्व | सत्व |
| ९ | २१ | युगलक | युगलिक |
| ११ | १ | रतसुखः | रतिसुखः |
| १३ | ३ | चकीयिः | चकोर्यः |
| १७ | २२ | परधामिंकदर्थ्य | परधार्मिककदर्थ्य |
| २९ | १५ | वागूसट | श्रीमद् वाग्भट |
| ३१ | २० | शनश्चर | शनैश्चर |
| ३१ | २१ | शनैश्चरण | शनैश्चरेण |
| ३५ | ५ | [ विवुधइं | विवुधश्रीह |
| ३७ | ७ | कीदशा | कीदृशो |
| ३७ | ७ | प्रक्रातः | प्रकृतिः |
| ३७ | ९ | क्रमणात् | भ्रमणात् |
| ३९ | ५ | तस्करः | तस्कर– |
| ४० | १ | श्रत | श्रुत |
| ४० | ८ | श्रतिभिः | श्रुतिभिः |
| ४० | ८ | श्रतं | श्रुतं |
| ४० | १८ | श्रतिभिः | श्रुतिभिः |

| पृष्ठम् | पङ्क्ति | अशुद्धिः | शुद्धिः |
|---|---|---|---|
| ४१ | ४ | श्रतुनि | श्रुति |
| ४४ | १४ | श्रतं | श्रुतं |
| ४४ | १५ | श्रत | श्रुत |
| ४८ | ७ | वित्तममि | वितममि |
| ४९ | ३ | घर्पणात | घर्पणात् |
| ४९ | २१ | श्रतिमिः | श्रुतिभिः |
| ५० | ४ | वर्णनम | वर्णनम् |
| ५० | १४ | चन्द्राऽभि | चन्द्रोऽभि |
| ५१ | १४ | श्रतिमिः | श्रुतिमिः |
| ५६ | १७ | श्रतधरैः | श्रुतधरैः |
| ५७ | ३ | सोऽह | सोऽहं |
| ५७ | ६ | आरापित | आरोपित |
| ७८ | १४ | प्रमथ | प्रथन |
| ८१ | २१ | सोह | मोह |
| ८७ | ७ | यमेकं | न्यमेकं |
| ८९ | (टिप्पणके) | वाल | वाल० |
| ८९ | ,, | तया या | तथा वा० |
| ९४ | ९ | रुद्रः | मद्रः |
| ९६ | १५ | शब्दा | शब्दो |
| ९८ | १७ | ' अयदेव ! ' | ' अयदेव ' |
| १०१ | ८ | सिद्धसूरे ! | सिद्ध ! सूरे |
| १०८ | १३ | गमः–गति | अगमः–अगति |
| ११२ | १९ | ( अभि. रा. | (अभि. र. |
| ११३ | ३ | वीरोच्छवं | वीरोत्सवं |
| ११७ | १९ | इति इयति | इयति इति |

| पृष्ठम् | पङ्क्ति | अशुद्धिः | शुद्धिः |
|---|---|---|---|
| १२० | १ | मृषि | तृषापहः |
| १२० | १७ | 'सिद्धसूरे !' सिद्धसेनदिवाकर । | सिद्धसूरे–सिद्धसेन–दिवाकरे |
| १२२ | १० | श्रतेः | श्रुतेः |
| १२३ | ३ | पटिमप्रकृष्ट | पाटमपरिष्ठप्रकृष्ट |
| १२३ | १५ | ध्वन्यसे । | ध्वन्यते । |
| १२५ | १ | श्रीजयसिंहसूरिः | श्रीजयसिंहदेवः |
| १२५ | ११ | इत्यर्थः । | इत्यर्थः । |
| १२५ | २० | रेव | रेष |
| १२७ | १५ | श्रीअजयदेवः— | श्रीअजयपालदेवः— |
| १३१ | १० | क्षान्ति | क्षान्ति |
| १३२ | २१ | निर्मित | निर्मिति |
| १३४ | ४ | ऋतुकर्मणे भाषान्तरस्य । | क्रतुकर्मणे |
| १५९ | १ | मनास भूमिं | मनासभूमिं |
| १५९ | २ | रुच्छासै | रुच्छ्वासै |
| १५९ | ९ | नीतोऽसा | नीतोऽसौ |
| १८४ | (टिप्पन) | ध्यानं विज्ञान मास्तिक्यं | ज्ञानं विज्ञान–मास्तिक्यं |
| १९४ | ,, | साघीया | साधीया |
| १९८ | १३ | यदेकेनै तस्मिन् | यदेकेनैतस्मिन् |
| २०५ | (टिप्पन) | मंदं भौमाभ्यां | मन्दभौमाभ्यां |
| २२४ | १३ | माणिका | माणिक्य |
| २२४ | १७ | नृपतिमेजे | नृपतिर्भेजे |

## પ્રાક્ કથન—

પ્રાતઃસ્મરણીય પંડિતપ્રવર બાલબ્રહ્મચારી જૈનાચાર્યો અને ધર્મધુરંધર સાધુવરોએ રચેલી સાહિત્યની અમૂલ્ય કૃતિઓનો સંગ્રહ મારી ગ્રન્થાવલિના બીજા પુષ્પ તરીકે જનતાસમક્ષ રજૂ કરતાં આજે મારા આત્માને જે અનહદ આનન્દ થઇ રહ્યો છે, તે તો માત્ર અનુભવી શકાય : કહી શકાય નહિ !, પરન્તુ વાસ્તવિક રીતિએ આ ગ્રન્થરત્નને સર્વાંગ સમ્પૂર્ણ અને સુન્દર બનાવવાનો સુયશ પૂ. પા૦ દક્ષિણ વિહારી મુનિરાજ શ્રીઅમરવિજયજી મહારાજના પરમવિનેય બાલબ્રહ્મચારી વિદ્વદ્રત્ન ગુરૂદેવ શ્રીમત્ ચતુરવિજયજી મહારાજનાજ જ્ઞાન અને શ્રમને ફાળે જાય છે.

આ અનેકાર્થ સાહિત્યસંગ્રહ પ્રસિદ્ધ કરવાની ભાવના એ ત્રણ વર્ષથી થયેલી, ગત ચતુર્માસ દરમ્યાન પૂજ્ય આચાર્યદેવ શ્રી **વિજયનીતિસૂરિજી** મહારાજને તે સમ્બન્ધી વાત કરતાં તેના પ્રકાશનના કાર્ય માટે ઉપદેશ આપીને આર્થિક મદદ અપાવરાવી[1] અને પૂજ્ય **ચતુરવિજયજી** મહારાજ તથા મારા દરેક ગ્રન્થપ્રકાશનના કાર્યમાં પ્રત્યક્ષ અગર પરોક્ષ રીતે સહાયતા કરનાર પાટણ બિરાજતા વયોવૃદ્ધ ગુરૂદેવ પ્રવર્તકજી **કાંતિવિજયજી** મહારાજના વિદ્વાન્ શિષ્યરત્ન શ્રી **ચતુરવિજયજીના** પરમવિનેય વિદ્વદ્માન્ય પૂ. ગુરૂદેવ શ્રીપુણ્યવિજયજી**ની** શબ્દાતીત સહાયથી આજ પ્રત્યક્ષરૂપે એ ભાવના ફળી.

---

તેઓશ્રીની નિખાલસતા વિગેરે ગુણોથી આકર્ષાઇને મલી આવી તેટલી તેમના જીવનની રૂપરેખા દોરવા અને તેને ચિરસ્થાયી રાખવા આ અમૂલ્ય ગ્રન્થરત્નની સાથે તેને તેમની સંમતિ વિનાજ જોડી દેવામાં આવે છે તે માટે તેઓશ્રી પાસે ક્ષમા યાચું છું.

**સારાભાઇ નવાબ.**

પ્રસ્તુત ગ્રન્થમાં ગુર્જરભૂમિમાં અહિંસાના બીજને ઓતપ્રોત કરવાના કારણભૂત પરમાર્હત કુમારપાલ ભૂપતિની તથા સિદ્ધરાજ જયસિંહદેવની વિનંતિથી સિદ્ધહેમવ્યાકરણના કર્તા કલિકાલસર્વજ્ઞશ્રી હેમચન્દ્રસૂરીશ્વરજીના શિષ્ય શ્રીવર્ધમાનગણિની એકતી એક કૃતિ તથા તેમના સમકાલીન શ્રીસોમપ્રભસૂરિની વિદ્વત્તાભરી કૃતિ અને બીજા અજ્ઞાત વિદ્વાનોની અત્યારસુધી અમુદ્રિત રહેલી કૃતિઓ પ્રસિદ્ધ કરવામાં આવી છે. આ વિષે વિશેષ જાણવાજોગ હકીકત તો પ્રસ્તુત સમ્પાદકની પ્રસ્તાવનામાંથી મળી રહે તેમ છે.

આ પુસ્તક કલિકાલ ભગવાન્ સર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજને એજ કારણે સમર્પિત કરાયું છે કે–તેજ પુણ્યપુરૂષની નિર્મલ કૃતિના સાહિત્યસાગરમાંથી આવા અનેકાર્થ ગ્રન્થરત્નોની ઉત્પત્તિ મુખ્યત્વે થએલી છે.

આ નિવેદન પુરૂ થતાં પહેલાં મારા સ્વર્ગસ્થ ચિરંજીવી ભરતકુમારનું મને સ્મરણ થઇ આવે છે, કારણ કે જે દિવસે આ ગ્રન્થ રત્નને મેં છપાવવાની શરૂઆત કરી હતી તેજ દિવસે તેનો જન્મ અને આ નિવેદન લખું છું તેજ દિવસે તેનું અવસાન મને સૂચના આપે છે કે કર્મસત્તા બહુજ બલવાન છે. માટે સારા કાર્યોને જલદીથી પુરા કરવાની કાળજી રાખવી જોઇએ.

પ્રાન્તે આ પછીના મારા તરફથી ચાલુ થએલી આ ગ્રન્થાવલિના બીજા પુષ્પોની જાહેરાત આ ગ્રન્થમાં આપેલી છે તે તથા આ ગ્રન્થોનો આદર પાશ્ચાત્ય દેશોના વિદ્વાનો કેવી રીતે કરે છે તે આ પુસ્તકના પાછળના ભાગમાં આપવામાં આવેલા "જૈનસ્તોત્ર સંદોહ ભાગ ૧લા"ના અભિપ્રાયો વાંચવા માટે વાંચકોને ભલામણ કરી વિરમું છું.

પ્રકાશક—

સંવત્ ૧૯૯૧ પોષ કૃષ્ણા પંચમી } **સારાભાઈ મણીલાલ નવાબ.** નાગજી ભુદરની પોળ—અમદાવાદ.

ॐ

श्री ગિરનારાદિ પ્રાચીનજૈનતીર્થોદ્ધારક આચાર્યદેવ
શ્રીવિજયનીતિસૂરિજીની

ટુંક

# જીવન પ્રભા.



# આમુખ.



સંખ્યાબંધ મહાત્મા પુરૂષો કે જેમાંના દરેકે કોઈ મહાન ઉદ્દેશ પૂર્વક કામ કર્યું છે. અને સમાજની માનસિક તેમજ નૈતિક દશામાં સુધારો કર્યો છે. તેમના જીવનચરિત્રોમાં જેટલી પ્રૌઢતા રહે છે તેવી પ્રૌઢતા કલ્પીત ચરિત્રોથી નથી થતી.

ઉત્તમ પુરૂષોના જીવનચરિત્રનો અભ્યાસ કરવાથી ઉત્સાહ, ધર્મ પ્રત્યે ઉંચ વિચારો, તેઓના પ્રત્યે બહુમાન અને ચારિત્ર્યની ખીલવણી એ સર્વ બને છે. ઉત્તમ જીવનચરિત્રો એ એક પ્રકારનું ખાસ દર્પણ છે. આરીસા વડે પોતાના ચહેરામાં ડાઘ જણાતાં મનુષ્ય તે ડાઘને કાઢી નાખે છે. અને ચહેરો સાફ કરે છે, તેમ ઉત્તમ ચરિત્રરૂપ સ્વચ્છ આરસી વડે પોતાના દોષોને ટાળવા તથા ગુણરૂપ વનને વિકસાવવા જાગૃત થવાય છે. જે કામ ખાલી ઉપદેશથી નથી બનતું તે કાર્ય ઉત્તમ જીવનચરિત્રો સ્હેજે પાર પાડે છે.

જે માટીના શરીરમાં સર્વ શક્તિ વ્યાપી રહી હતી તે માટીનો ચેતન ઉડી જતાં ધૂળ થઈ જાય છે. પરંતુ યુગો સુધી તેમના સચ્ચારિત્ર્ય દ્વારા પ્રકાશિત થએલી નૈતિક અને બૌદ્ધિક સત્યોની પરંપરા, મહત્તા અને ગૌરવના માર્ગ પર દિવ્ય પ્રકાશ આપ્યા કરીને બીજા માણસોને પણ તે સ્વર્ગીય માર્ગે ચાલવાની પ્રેરણા અને ઉત્સાહ આપ્યા કરે છે.

ઉત્તમ જીવનચરિત્રો બતાવી આપે છે કે એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન પ્રયાસવડે ક્રમે ક્રમે કેટલી હદ સુધી ઉંચ્ચ કક્ષાએ લઈ જઈ શકે છે. અને કેટલી સુંદર અસર ઉપજાવે છે તથા ધર્મ અને તીર્થનું કેટલું મહત્વ વધારી શકે છે. તે હકીકત શ્રીમાન્ જૈનાચાર્ય **શ્રીવિજયનીતિસુરિજીના** જીવનચરિત્રથી સાફ જણાઈ આવે છે. અસ્તુ ! ૐ શાન્તિઃ



પરમપૂજ્ય પ્રાતઃસ્મરણીય આચાર્ય દેવેશ ૧૦૦૮

શ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજ



શ્રીગિરનારાદિ પ્રાચીન જૈન તીર્થોદ્ધારક તથા પ્રાચીન જૈન સાહિત્ય પ્રકાશન કાર્યમાં અનન્ય સહાયક અને ઉત્તેજક.

બાળબ્રહ્મચારી-

# શ્રીમાન્ વિજયનીતિસૂરીશ્વરજી મહારાજશ્રીના

# ટુંક જીવનપ્રભા



જગતનું શ્રેય કરનાર અને જગતના જનોને જ્ઞાનરૂપી ચક્ષુઓ આપી ભવ ભ્રમણાના ફેરા ટાળનાર શ્રી-તીર્થંકરદેવોને હું પુનઃ પુનઃ નમસ્કાર કરૂં છું.

જેઓ સૂર્યના કિરણોની માફક પોતાના શુદ્ધ જીવન રૂપ કિરણોથી અજ્ઞાન અંધકારનો નાશ કરે છે અને સમ્યક્ તત્ત્વનો પ્રકાશ કરે છે, એવા શ્રી સદ્ગુરૂ દેવને હું વારંવાર નમસ્કાર કરૂં છું.

જે વિદ્વાનોના મુખ સરોવરમાં રાજહંસી સમાન ક્રીડા કરનારી તથા ઉજ્જ્વળ કાંતિવાળી અને સંસારના તાપને દૂર કરવામાં સજળ સરિતા સમાન છે તે શ્રીમતી સરસ્વતી દેવી સદા જયવંતા વર્તો.

જીવનની ઉજવળતા એજ છે કે જીવનમાંથી મેલનો નાશ થયો હોય, મોહરાજાને દેશવટો દીધો હોય અને આ અસાર સંસારની માયા ઝાંઝવાના જળ જેવી છે એવો ખરો આભાસ અંતઃકરણમાં થયો હોય એવી સ્થિતિએ પહોંચેલ જીવનને વિરાગી એટલે રાગ રહિત જીવન કહેવાય છે. આવી સ્થિતિએ પહોંચેલ મનુષ્ય અન્ય જનોનું જીવન સુધારી શકે છે, અને પોતાના જીવનની પ્રભાનો પ્રકાશ પાડી સમાજને ઉચ્ચ માર્ગે આકર્ષે છે. ઉચ્ચ કાર્યોમાં તેવું જીવન દષ્ટાંત રૂપ થઇ પડે છે. કેમ કે વ્યવહાર દ્રષ્ટિ અનુકરણીય છે. બાળકો

વડીલના આચરણ શીખે છે. વડીલોના વર્તનનું અનુકરણ કરે છે. વડીલોની કીર્તિનો પ્રકાશ પાડે છે. આવા સંજોગોમાં કુમળા મગજમાં જે સંસ્કાર સ્થાયી થાય છે. તેજ તેના જીવનની રેખા બને છે તેથીજ પવિત્ર જીવનચરિત્રો મનુષ્યને પવિત્ર થવાને ખાસ જાણવા-વાંચવા-જરૂરના છે.

મહાન્ પુરૂષના જીવન પણ ક્રમે ક્રમે ચઢતાં છેક ઉત્તમોત્તમ પદને પ્રાપ્ત કરે છે. તેથી સામાન્ય વ્યક્તિને આવા જીવનથી પોતાનો માર્ગ સુઝે છે. દરેક તીર્થંકર ભગવાન્ પણ પ્રથમના ભવમાં એક સામાન્ય વ્યક્તિ હતા. પરંતુ પોતાના વર્તન, વિચાર અને આચરણમાં જેમ જેમ નિઃસ્વાર્થ ઉપયોગી પવિત્ર રજકણો ભરાતા ગયા તેમ તેમ જીવનની દિશા નિર્મળ થતાં અમુક ભવે કૃતકર્મોનો ક્ષય કરી પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત કરી શક્યા હતા. આવું ઉત્તમ જીવન સંપાદન કરવામાં ઘણા આવરણો આવી નડે છે. અને ઘણી કસોટીમાંથી પસાર થયા બાદજ તે દશા પ્રાપ્ત થાય છે. તે કસોટીનો કસ તે નિર્મળ જીવનની પ્રભા છે.

અહિં જે મહાપુરૂષનું જીવન-ચરિત્ર લખવાનું છે. તે જીવન પણ સંસારી પણામાં સંસાર ચક્રમાંથી પસાર થતું શરૂ થાય છે.

શ્રીમાન્ **વિજયનીતિસૂરિજી** મહારાજનો જન્મ કાઠીયાવાડમાં આવેલ **વાંકાનેર** શહેરમાં આબરૂદાર દશાશ્રીમાળી શેઠ કુટુમ્બમાં શ્રીયુત **ફુલચંદભાઈ નેણશીને** ત્યાં **ચોથીબાઇ** માતાના ઉદરથી સંવત્ ૧૯૩૦ ના પોષ સુદ ૧૧ને દિવસે થયો અને તેઓશ્રીનું **નિહાલચંદ** એવું નામ રાખ્યું. પૂર્વ કર્મના યોગથી સદ્ગુણી ઉચ્ચ કુલમાં જન્મ ધારણ થાય છે. આર્ય દેશ, ઉત્તમ કુળ, જૈન ધર્મ એવી ઉત્તમ સામગ્રી મળવી દુષ્કર છે. આપણા કથા નાયકને એ સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થઈ હતી.

નિહાલચંદભાઇને બીજા ત્રણ ભાઇઓ અને બે બ્હેનો હતાં એટલે તેમની બાળવય બહોળાં કુટુમ્બમાં પસાર થઇ હતી. બાળવયમાં તેમને કોઇની સાથે વધારે પડતું બોલવું કે અન્ય છોકરાઓની સાથે રમતગમતમાં દાખલ થવું એ આદત બીલકુલ નહોતી. લગભગ ૭ વરસની ઉમ્મર થતાં વાંકાનેર તાલુકા સ્કુલમાં અભ્યાસ કરવા માટે દાખલ કરવામાં આવ્યા. એટલી નાની વયમાં જૈનશાળામાં જૈન ધર્મનું શીક્ષણ લેવા પણ દરરોજ સવારમાં વહેલા દાખલ થઇ જતાં. કુશાગ્ર બુદ્ધિમત્તાથી ૧૨ વર્ષની વયમાં ગુજરાતી ૭ ધોરણ પુરા કર્યા અને ઇંગ્લીશ સ્કુલમાં દાખલ થયાં. ઇંગ્લીશ ચાર ધોરણ પૂરાં કરી સ્કુલ છોડી દીધી. નિહાલચંદભાઇને માટે હેડમાસ્તરે તેમના પિતાશ્રીને આગ્રહ કર્યો કે તમારા આ પુત્રને પૂરો અભ્યાસ કરાવો, કારણ કે તેનામાં એવા ઉત્તમ લક્ષણો તથા બુદ્ધિ છે કે જેથી તે ભવિષ્યમાં તમારા કુળને અવશ્ય દીપાવશે. પરંતુ શ્રી. નિહાલચંદભાઇનું મન વૈરાગ્યમાં મગ્ન થવાથી વ્યવહારીક અભ્યાસ આગળ વધારવા તેમની ઇચ્છા ન હતી. પણ પોતાના આત્માનું સાર્થક કરવા તત્પર રહેતા હતા. તેથી હમેશાં ધર્મનું શિક્ષણ લેવું, દેવદર્શન કરવાં, અને જો કોઇ મુનિવરનો મેળાપ થાય તો તેમની પાસેથી આત્માનું કલ્યાણ થાય તેનો ઉપદેશ સાંભળવો આ તેમનો નિત્યક્રમ હતો. ચાર ધોરણ સુધી ઇંગ્લીશ અભ્યાસ કર્યો તેની સાથે પાંચ પ્રતિક્રમણ અને બીજા સૂત્રો પણ તૈયાર કર્યાં હતા.

ઉભય ટંક આવશ્યક કરવા, પૂજા કરવી, વગેરેમાં ક્ષતિ પહોંચાડતા નહીં. વળી વખતોવખત આવતાં જતાં મુનિવર્યોની સેવા શુશ્રૂષાથી તથા તેમના સમાગમથી, તેમના ઉપદેશાદિકથી તેમનો આત્મા વધુને વધુ નિર્મળ થતો ગયો. અને આ સંસારમાં રહેવું દુઃખમય છે એવું તેમને ચોક્કસ ભાન થયું. અને હવે આ સંસાર કારાગારમાંથી કેમ મુક્ત થવું એજ વિચારણા કરવા લાગ્યા. આખરે લાંબા વિચારથી દ્રઢ નિશ્ચય કર્યો કે ચારિત્ર ધારણ કરવું પણ જો વતનમાં રહીશ તો મુરાદ પાર પડશે નહીં તેથી

ગુપ્ત રીતે ગુજરાતમાં જતા રહ્યા. નાની વયમાં શાસ્ત્રનો બહોળો અભ્યાસ, તેમજ ધર્મ ઉપર પૂરી પ્રીતિ જોઇ ગુજરાતનાં મોટા શહેરમાં ધર્મપ્રેમી ગૃહસ્થો બહુ આદરસત્કારથી નિહાલચંદભાઇ પ્રત્યે લાગણી ધરાવવા લાગ્યા અને વિશેષ અભ્યાસની તમામ સગવડ કરી દેવામાં આવી. દરમ્યાનમાં સંસારી મોહના વશપણાથી કૌટુમ્બિક જનોએ તેમને શોધી, સમજાવીને પાછા ઘેર લઇ ગયા. પરંતુ ફરી લાગ મળતાં તેઓ ઘર ત્યાગ કરી ચાલ્યા ગયા. આ પ્રમાણે એ ચાર વખત થવાથી સંસારી કાર્યમાં પ્રવૃત્ત કરવા માટે છેલ્લી વખતે રાજકોટમાં એક બાહોશ એજન્સી વકીલ શ્રી. લક્ષ્મીચંદ વાલજીને ત્યાં સારા દરમાયાથી કલાર્ક તરીકે દાખલ કરવામાં આવ્યા. પણ જેના આત્માએ અડગપણે નિશ્ચય કર્યો હતો. તેને કોઇપણ સંસારી કાર્ય પ્રત્યે લાગણી નહોતી. રાજકોટમાં થોડો વખત રહી ફરી પાછા ગુપ્તપણે ગુજરાતમાં જતાં રહ્યા અને કોઇપણ વ્યક્તિને માલુમ ન પડે તેવી રીતે જૈનશાસ્ત્રનો અભ્યાસ કરવામાં રોકાયા.

નિહાલચંદભાઈનું કુટુમ્બ ધર્મનું રાગી અને ધર્મનું પુરૂં પાલન કરવાવાળું હતું. તેથી તેઓએ વિચાર્યું કે નિહાલચંદભાઇ કોઇપણ રીતે સંસારમાં રહેવાના નથી અને આપણે તે કાર્યમાં ગમે તેટલી મહેનત કરશું તે વ્યર્થ જવાની છે. માટે હવે તેના શુભ કાર્યમાં અંતરાય પાડવો નહિ. આ વખતે તેમના માતાપિતા હયાત હતા.

સંસારીપણામાં નિહાલચંદભાઇ તેમના ધર્મપ્રેમી મિત્રોને વારંવાર કહેતા કે —

"મનુષ્ય જન્મ વારંવાર મળતો નથી. મહાપુન્યના યોગ થકી ચિંતામણિ રત્ન સમાન આ માનવ દેહ મળ્યો છે. માટે તેનો યોગ્ય ઉપયોગ કરવો એ બુદ્ધિમાનનું કામ છે. જેમ સૂર્યનો ઉદય અને અસ્ત થયા જ કરે છે તેમ આ આત્મા પણ સંસાર ચક્રમાં વારંવાર દેહ ધારણ કરી જન્મ મરણ કર્યા જ કરે છે. પણ મૃત્યુ તો એવું

થવું જોઇએ કે ફરીવાર જન્મ મરણ થવાનો વારો ન આવે. જ્યાં સુધી આ દેહમાં આત્મા છે ત્યાં સુધી જન્મ મરણના ફેરા ટાળવા માટે આત્માનું ભલું કરવા ધર્મનું શરણ લઇ કોઈપણ શુભ કાર્ય કરી લેવું જોઇએ. કારણ કે કાળની કોઇને ખબર નથી."

નિહાલચંદભાઈનું અંતઃકરણ કોમળ શુદ્ધ અને નિખાલસ હતું તેથી દેહની અસ્થિરતા બરાબર સમજી સંસાર તરફની મોહમાયા તદ્દન નષ્ટપ્રાયઃ થઇ ગઇ અને આ સંસારનો ત્યાગ કરી ચારિત્ર ગ્રહણ કરવાની ભાવના થઇ, પણ શ્રીમંત અને ખાનદાન કુટુમ્બનો સગીર ઉમરનો પુત્ર સંસારી સગવડમાં કોપપણ જાતની ન્યૂનતા નહીં હોવા છતાં ચારિત્ર લઇ ચાલી નીકળે એ વાત જગબત્રીસીએ ચડવાના ભયથી પોતે કરેલો દૃઢ નિશ્ચય પોતાના કુટુંબના કોઇપણ માણસને જણાવ્યો નહીં.

જે મનુષ્યનો સંસાર ઉપરથી મોહ નષ્ટ થાય છે તે મનુષ્યને સંસાર ખારા જળ જેવો લાગવાથી તેને ધર્મ સિવાય બીજું કાંઇપણ પ્રિય લાગતું નથી.

નિહાલચંદભાઇ વખતોવખત વડીલોની આજ્ઞાને માન આપતા. કોઇ વખતે તેઓએ વડીલોની આજ્ઞાનું ઉલ્લંઘન કરેલું નહીં, પરંતુ ચારિત્ર લેવામાં વડીલોની આજ્ઞાની જરૂર જણાતાં તેઓ બહુજ મુંઝવણમાં પડ્યાં. તોપણ તેઓએ શ્રીમદ્ જૈનાચાર્ય વિજયસિદ્ધિસૂરિજીને ચારિત્ર આપવાને નમ્રસ્વરે વિનંતિ કરી. શ્રીમદ્ આચાર્ય મહારાજે ઉત્તર આપ્યો કે જૈન શાસ્ત્રના ફરમાન મુજબ માતપિતા અને વડીલજનોની આજ્ઞા સિવાય કોઇપણ વ્યક્તિને અમારાથી ચારિત્ર આપી શકાય નહીં. માટે તમારા માત-તાતની સંમતિ મેળવીને આવો એટલે યોગ્ય તજવીજ કરશું. આવો ઉત્તર સાંભળીને શ્રીયુત નિહાલચંદભાઇના અંતઃકરણમાં ખૂબ જ આઘાત થયો. અને હવે કયો રસ્તો લેવો, તેનો વિચાર કરવા માંડયો. વતનમાં જવાથી માતપિતા રજા

આપે તેવો સંભવ નહતો. વળી ત્યાં ગયા પછી પાછું આવવું પણ મુશ્કેલ હતું. તો પણ જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ ચારિત્ર ધારણ કરવાનો નિશ્ચય દ્રઢ થતો ગયો. ઉત્તમ પુરૂષો જે નિશ્ચય કરે છે તે પુરેપુરો વિચાર કરીને જ કરે છે.

દોહરો —

હળ ફરે વાદળ ફરે, ફરે નદીના પૂર,
ઉત્તમ બોલ્યા ન ફરે, પશ્ચિમ ઉગે સૂર.

ચારિત્ર ધારણ કરવાનો દ્રઢ નિશ્ચય કરી એક શ્રાવકને સાથે લઇ ને પોતે દાહોદ જવા માટે નીકળ્યા. ત્યાં આવી દેરાસરજીમાં પ્રભુની પૂજા ભાવ પૂર્વક કરી ત્યાંથી મહેરવાડા ગામ તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં એક આમ્ર વૃક્ષની નીચે પોતે પહેરેલા સંસારી વસ્ત્રોને ઉતારીને પોતાના હાથથી સંવત્ ૧૯૪૯ ના અસાડ સુદી. ૧૧ સોમવારે લોચ કરી સાધુવેશ ધારણ કર્યો, અને સંસારી વસ્ત્રો સાથે આવેલા શ્રાવક નિહાલચંદ પારેખને સુપ્રત કર્યા અને તેઓશ્રી મહેરવાડા ગામમાં આવ્યા અને તે ચોમાસું મહેરવાડામાં પૂર્ણ કર્યું.

ચોમાસું પૂર્ણ કર્યા બાદ વિહાર કરી ઉમતા ગામે ગયા. સાં બિરાજતા મુનિરાજશ્રી કાંતિવિજયજી મહારાજે સં. ૧૯૫૦ના કાર્તિક વદી ૧૧ રવિવારે પન્યાસશ્રી ભાવવિજયજીના નામથી દિક્ષાની વિધિપૂર્વક ક્રિયા કરાવી.

ઉમતાથી વિહાર કરી તેઓશ્રી વડનગર ગયા. ત્યાં પન્યાસશ્રી પ્રતાપવિજયજી તથા આચાર્યશ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી ભેળા થયા. તેથી તેઓ માંડલીયા (વડી દીક્ષાના) જોગમાં પેઠા. સં.૧૯૫૦ના મહા સુદ ૪ શુક્રવારે શ્રીપોર ગામમાં પન્યાસ પ્રતાપવિજયજી પાસે વડી દીક્ષા લીધી અને શ્રી. નીતિવિજયજી નામ રાખવામાં આવ્યું. વડી દીક્ષાની ક્રિયા વખતે શાહ સાંકળચંદ પાનાચંદ તરફથી મેરૂ અષ્ટાપદ વિગેરે પવિત્ર તીર્થોની રચના કરવામાં આવી હતી. તથા શાહ કલા-

વાલા તરફથી. ઉજમણાની શરૂઆત થઇ. અઠ્ઠાઇ મહોત્સવના છેલ્લે દિવસે શાહ સાંકલચંદ પાનાચંદ તરફથી આખા ગામને (અઢારે નાતને) જમાડી હતી. ઉપરના શુભ કાર્યમાં ઉપર જણાવેલ ધર્મ પ્રેમી ગૃહસ્થો તરફથી પંદર હજાર રૂપીયાનો વ્યય કરવામાં આવ્યો હતો અને દરેક ખાતામાં સારી ઉપજ થઇ હતી.

ચાતુર્માસ માટે વિજાપુરના આગ્રહથી તેઓશ્રી વિજાપુરમાં પધાર્યા. ત્યાંના શેઠ નથુભાઇને ત્યાં બેચરભાઇ કરીને પટેલ રહેતા હતા તેમનો આત્મા વાસિત થયેલ હોઇને મહારાજશ્રીના પરિચયમાં આવ્યા અને તેઓ તથા ડાહ્યાભાઇ એમ બન્ને જણાએ મહારાજશ્રી પાસે પ્રકરણ તથા વ્યાકરણાદિકનો અભ્યાસ શરૂ કર્યો. છેવટે વૈરાગ્ય પામવાથી સંસાર ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરી. બેચરભાઇનું નામ બુદ્ધિસાગરજી રાખવામાં આવ્યું. (પાછળથી જેમને આચાર્ય પદવી મળી હતી તે) તથા ડાહ્યાભાઇનું નામ દાનવિજય રાખ્યું. એ રીતે સં. ૧૯૫૦નું ચોમાસું વિજાપુરમાં કર્યું.

ચોમાસું પૂર્ણ થયા બાદ વિહાર કરી અનુક્રમે રાજનગર (અમદાવાદ) ગયા. ત્યાં પ્રથમ શેઠ વીરચંદ દીપચંદની હવેલીમાં સ્થિરતા કરી પણ લુહારની પોળવાળા શ્રાવકોનો અત્યાગ્રહ થવાથી લુહારની પોળના જૈન ઉપાશ્રયમાં સં. ૧૯૫૧નું ચોમાસું પૂર્ણ કર્યું.

ચોમાસું પૂર્ણ થયા બાદ વિહાર કરી અમદાવાદ આસપાસના તીર્થો તથા તારંગાજી કેશરીયાજી. વિગેરે તીર્થોની યાત્રા કરી દીક્ષા લીધેલા ગામ મેરવાડામાં દેરાસરજીના ધ્વજ દંડનો મહોત્સવ હોવાથી તેમાં સામેલ થયા. તે ક્રિયા પૂર્ણ થયા બાદ સિદ્ધપુર ગયા. ત્યાં ઉપધાન હોઈ, ક્રિયા કરાવવા માટે રોકાઈ વાલમ તીર્થની યાત્રા કરવા ગયા. તે તીર્થની યાત્રા કરી. ઉમતા ગામે આવ્યા. ત્યાં સમાચાર મલ્યા કે મહારાજ શ્રી ગુમાનવિજયજી સખ્ત બિમાર છે. તેથી તેમની વૈયાવચ્ચ કરવા નિમિત્તે તુરત અમદાવાદ ગયા. (ચૈત્ર વદ ૮)

ગુમાનવિજયજી મહારાજની બીમારી લગભગ ૭ માસ પર્યંત લંબાવાથી તે ચોમાસું અમદાવાદ કરવા નક્કી થયું.

ચોમાસાના વ્યાખ્યાનમાં મુખ્યત્વે શ્રી સિદ્ધાચલ મહાત્મ્ય વાંચવામાં આવતું અને પવિત્ર તીર્થાધિરાજની વિધિપૂર્વક યાત્રા કરનારને તથા કરાવનારને કેટલો મહાન્ લાભ થાય છે, તે સમજાવેલું. એ રીતે સં. ૧૯૫૨ નું ચોમાસું પણ અમદાવાદમાં પસાર કર્યું.

ત્યાંથી વિહાર કરતી વખતે મહારાજશ્રીના ઉપદેશથી ઢાળની પોળવાળા શાહ **મોતીલાલ વીરચંદ** ચાલીસહજાર વાળાને શ્રી સિદ્ધાચલજીનો સંઘ કાઢવાની તીવ્ર અભિલાષા થઇ અને તેથો પન્યાસ શ્રી **પ્રતાપવિજયજીની** સમક્ષ સંઘ કાઢવાની પ્રતિજ્ઞા પૂરા ભાવપૂર્વક લીધી. ત્યાંથી મહારાજશ્રી વિહાર કરી ઉમતા ગયા અને ત્યાંથી **વીસનગર** ગયા. દરમ્યાન અમદાવાદથી સંઘ નીકળવાનો હતો તેમાં પધારવાની વીનંતી થતાં તેઓશ્રી અમદાવાદ આવ્યા અને સાડાત્રણહજાર યાત્રિકોના સમુદાયની સાથે સિદ્ધાચલજીની યાત્રા કરવા માટે સંઘની સાથે વિહાર શરૂ કર્યો. રસ્તામાં જ્યાં જ્યાં મુકામ થતો ગયો ત્યાં ત્યાં ભવ્ય જનોને ઉપદેશ દેતા શ્રી સિદ્ધાચલજી પહોંચ્યા અને સંઘની સાથે દાદાના પવિત્ર દર્શન કર્યાં.

સિદ્ધાચલજીની યાત્રા કરી તેઓશ્રી પાટણ ગયા. પાટણમાં આવતાં ત્યાંના સંઘ તરફથી ચોમાસાની વિનંતી થતાં ક્ષેત્રવસીના પાડાના ઉપાશ્રયે ચોમાસું રહ્યા. આ ગામમાં લાંબો વખત થયા શ્રાવકોમાં ક્લેશ હતો તે વિષે ક્લેશથી કેવાં માઠાં ફળ મળે છે, ઋદ્ધિ સિદ્ધિ નષ્ટ થાય છે, અને આત્માનું અહિત થાય છે. તે વ્યાખ્યાન દ્વારા સમજાવવાથી અંદરનો ક્લેશ નષ્ટ થતાં સૌ હળીમળીને રહેવા લાગ્યા.

શ્રાવણ સુદ ૪ એટલે મહીના ધરથી મહારાજ **શ્રી નીતિવીજયજીએ** અઠાઇ કરી (આઠ દીવસના ઉપવાસ). તે વખતે ક્ષેત્રવસીના પાડાવાળાઓએ મહોત્સવ શરૂ કર્યો તપશ્ચર્યાના પારણા નિમિત્તે **વાંકા-**

નેરથી ફુલચંદ નેણસીભાઈ (મહારાજશ્રીના સંસારી પિતા) દર્શનનો લાભ લેવા આવેલ મોહની પ્રબળતાથી સંસારી સ્નેહની લાગણી તેમને થઇ આવી તે ચિકીત્સા મહારાજશ્રીને જણાઈ ગઈ અને તેથી વ્યાખ્યાનમાં પ્રસંગોપાત તેમણે જણાવ્યું કે—

"આ જગતમાં ધર્મ વિના બીજું કંઇ સારભૂત નથી.ધર્મવડે જીવ નવ નિધાન, સ્વર્ગ અને મોક્ષને પ્રાપ્ત કરે છે, માટે દુર્બુદ્ધિનો ત્યાગ કરી, સ્વાત્માના કલ્યાણ માટે ઉપયોગ કરવો યોગ્ય છે. આ મનુષ્યજન્મ વારંવાર મળતો નથી, અને તેમાં પ્રાપ્ત થએલ કુટુંબ, પરિવાર, માત-પિતા, પુત્ર, સ્ત્રી, ભાઇ, બ્હેન વિગેરે એક જાતની માયા છે. જેમ વાદળની છાયા, વિજળીનો ઝબકારો, અને જળના તરંગોને નાશ પામતાં વાર લાગતી નથી. વળી સાંજે એકત્ર થયેલો પંખીનો મેળો પ્રભાતે વિખરાઇ જાય છે તેની રીતે સૌ કુટુમ્બ પરીવાર વિખરાઈ જતાં વાર લાગતી નથી. જગતમાં સૌ સ્વાર્થનું સગું છે, માટે સમજુ માણસો એવા ફાંસલામાં નહીં ફસાતાં પોતાના આત્માનું કલ્યાણ કરવા તત્પર થાય છે, મારૂં મારૂં જગતમાં સૌ કરે છે. પણ તૃણની સળીથી માંડીને ઉચામાં ઉંચી કોટીનું ચિંતામણી રત્ન પણ અહીંઆ મુકીને ખાલી હાથે જવું પડે છે. માટે ખોટી માયામાં શું મુંઝાવું ?. જે શરીરને હંમેશા સાફસુફ કરીએ, તેની ચિંતા રાખીએ છતાં તેને પણ એક દિવસે છોડીને જવું પડે છે. તો પછી બીજા પરીવારમાં શો મોહ કરવો ? માટે દેહની અંતર્ગત રહેલા આત્માનું શ્રેય કરવું એજ ઉત્તમ પુરૂષનું કર્તવ્ય છે. તેનું શ્રેય થવાથી જન્મ મરણના ફેરા ટળે છે. આત્મા અમર છે. તે કોઈ કાળે મરતો નથી. પણ તેણે ઉત્પન્ન કરેલાં સર્વ કર્મો જ્યારે ક્ષય થાય છે ત્યારે તે શિવપદને વરે છે. જો આત્મા આ સંસારની મોહજાળમાં લપટાય તો ભવભ્રમણ કરી અનેક કષ્ટો ભોગવવા પડે છે. પણ જ્યારે આત્માનું ખરૂં સ્વરૂપ સમજાય છે, આત્મા સત્–ચિત્–આનંદમય છે અને જગતની સર્વ ઉપાધિ માત્ર દુઃખમય છે. એવું જ્યારે તેને ભાન થાય છે

ત્યારે તે આત્માને જગતના બાહ્ય ભાવો સ્પર્શ કરી શકતા નથી, માટે હે ભવ્યજનો ! આ સંસારની મોહજાળ આત્માનું એકાંતે અહિત કરનાર છે. એવું જાણી રત્નચિંતામણિ સમાન મળેલ જૈનધર્મનું ખરા હૃદયથી સેવન કરો. તે વિના આત્માનો વાસ્તવિક ઉદ્ધાર નથી."

મહારાજશ્રીના સંસારીપણાના પિતાશ્રીને જોઇને સર્વ પર્ષદા આનંદ પામી અને સર્વ જનો બોલવા લાગ્યા કે ધન્ય છે આપના કુળને કે જેની અંદર આવા મહાપુરૂષનો જન્મ થયો છે.

એ રીતે સં. ૧૯૫૩ નું ચાતુર્માસ પૂજ્ય મહારાજશ્રીએ પાટણમાં પસાર કર્યું.

પાટણમાં ચોમાસું પૂર્ણ થયા બાદ શ્રીપોરના શેઠ મગનલાલ સાંકલચંદના પુત્ર મોહનલાલ ઉજમણાના મહોત્સવ પ્રસંગે પધારવાની વિનંતી કરવા આવ્યા. તેથી કાર્તક વદ ૩ ના રોજ વિહાર કરી શ્રીપોર ગયા. ત્યાં ઉજમણાના મહોત્સવની તથા પંચતીર્થોની રચના થઇ. તેમાં શ્રી સિદ્ધાચલજી, ગિરનારજી, આબુજી, સમેતશિખરજી અને અષ્ટાપદજી એ પાંચ તીર્થોની રચના કરવામાં આવી. મ્હોત્સવમાં સંઘ તરફથી આઠ દીવસ સુધી રસોડું ખુલ્લું મુકવામાં આવ્યું હતું. આસપાસના ગામોમાંથી તથા મોટા શહેરોમાંથી લગભગ છ હજાર માણસો દર્શનાર્થે આવ્યા હતા, અને આશરે દશહજાર રૂપીયાનો ખર્ચ થયો હતો. એ પ્રમાણે સં. ૧૯૫૪ નું ચોમાસું શ્રીપોરમાં થયું.

ત્યાંથી વિહાર કરી અમદાવાદ પધાર્યા ત્યાં ચોમાસા દરમ્યાન અને ત્યાર પછી પણ ઘણો સમય રહી ઓગણચાલીસ મૂળ સૂત્રો વાંચ્યાં. શાહ હરગોવિંદદાસ વિગેરે ઘણા શ્રાવકોએ તેનું શ્રવણ કર્યું. શ્રોતાઓ શાસ્ત્રના જાણકાર હોવાથી દરરોજ સાત કલાક સુધી વાંચન શરૂ રાખવામાં આવતું એ રીતે સંવત્ ૧૯૫૫ નું ચોમાસું અમદાવાદમાં સમાપ્ત કર્યું.

તે સમયે વડનગરમાં કારણુસર કેટલાક જૈનો જૈનધર્મથી વિમુખ થતાં જોઇ ત્યાંના આગેવાન ગૃહસ્થ શેઠ નગીનદાસ જેઠાભાઈ તથા શાહ વીરચંદ ખેમચંદ ત્યાં પધારવા અને ચાતુર્માસ રહેવા માટે વિનંતી કરવા આવતાં, મહારાજશ્રી વિહાર કરી વડનગર ગયા. જે જૈનોની પૂર્વે કરોડોની સંખ્યા હતી, તેજ જૈનો દિન પ્રતિદિન ઘટતા જાય છે. તેમાં પણુ ગુજરાત જેવા ધર્મ પ્રેમી પ્રદેશમાં. આવી સ્થિતિ અફસોસ જનક છે. આ ગામે ચોમાસા દરમ્યાનમાં વ્યાખ્યાન વાંચવાનું શરૂ રાખવામાં આવ્યું હતું અને જૈનધર્મના સેવનથી તેના કેવા શુભ ફળ મળે છે, તે દરેક શ્રોતાઓને સમજાવવામાં આવતું હતું. આથી સમાજમાં સારી જાગૃતિ આવી. ચોમાસા દરમ્યાન ગામમાં કોલેરા (બીમારી) નો રોગ પૂરા જોસમાં ફાટી નીકળ્યો. દરરોજ મરણ થવા લાગ્યા. અન્ય દર્શનીઓમાં ૪૦ મરણુ થયાં. પરંતુ જૈન શાસનના પવિત્ર પસાયથી એક પણુ જૈનનું મૃત્યુ થયું નહીં, તેથી અન્ય ધર્મીઓ પણુ જૈનધર્મનો આવો પ્રભાવ જોઈ અનુકરણુ કરવા લાગ્યા. એ રીતે સં. ૧૯૫૬ નું ચોમાસું વડનગરમાં પૂર્ણ કર્યું.

ચાતુર્માસ પૂર્ણ થયા બાદ ઉમતા વિગેરે ગામોમાંથી વિહાર કરીને પાટણુવાળા સંઘવી વધુ હેમચંદ તરફથી વિનંતી આવતાં વિહાર કરી પાટણું ગયા અને ત્યાં ઉજમણાનો ભવ્ય મહોત્સવ થયો. જેમાં સંઘવી તરફથી સારા પ્રમાણુમાં દ્રવ્યનો વ્યય થયો. તે વખતે સુરતથી ખબર મળ્યા કે શ્રીમદ્ આચાર્યસિદ્ધિસૂરીશ્વરજી ભગવતી-સૂત્રના જોગમાં બેઠા છે. તેથી મહારાજશ્રી વિહાર કરી સુરત ગયા અને ત્યાં ચોમાસું નક્કી થયું. એ પ્રમાણે સંવત ૧૯૫૭ નું ચાતુર્માસ પૂર્ણ થયું.

ચોમાસું પૂર્ણ કરી વિહાર કર્યો અને માગસર સુદ ૨ ના રોજ બીજાપુરવાળા વીસાશ્રીમાળી ડાહ્યાભાઇ છગનલાલને દિક્ષા આપી તેમનું નામ દાનવિજયજી રાખવામાં આવ્યું. ત્યારબાદ છાણીમાં માલવાના

સંઘની વિનંતી આવવાથી કાવી ગંધાર તીર્થની યાત્રા કરી વેજલપુર, ગોધરા થઈ દાહોદ ગયા. ત્યાં વીજાપુરવાળા વાડીલાલ તથા થાવલા વાળા હુકમાજીને દિક્ષા આપી. નામ અનુક્રમે વીરવિજયજી તથા હર્ષ-વિજયજી રાખવામાં આવ્યા. દાહોદથી વિહાર કરી રાજગઢ, ધારા, માંડવગઢની યાત્રા કરી ઇંદોર ગયા. ત્યાં માસ કલ્પ કરી જૈનધર્મની ઉન્નતિ કરી ઉજ્જેન ગયા ત્યાં વિશેષ લાભ થયો. કારણ કે વ્યાખ્યાન વખતે મોટી સંખ્યામાં સ્થાનકવાસીઓ આવતા અને ઉત્સાહ પૂર્વક વ્યાખ્યાનનો લાભ લેતા. તેમાં પણ કાસટીયા પુખરાજજી તથા કિસન-લાલજી દ્રઢ સમ્યક્ત્વવાસી થયા અને તેની સાથે બીજા ઘણા સ્થાનકવાસી ઓએ તેમનું અનુકરણ કર્યું. તેમજ શાહ ચત્રાસા લાલચંદવાળાએ મોટો ખર્ચ કરી ઉજમણું કર્યું. એ રીતે સં. ૧૯૫૮ નું ચોમાસું ઉજ્જેનમાં સમાપ્ત થયું.

ત્યાંથી વિહાર કરીને અમદાવાદના સંઘની વિનંતી થવાથી અમદાવાદ પધાર્યા ત્યાં ઝવેરી છોટાલાલ વજુભાઇની વિનંતીથી સિદ્ધાચળ જતા સંઘની સાથે વિહાર શરૂ કર્યો. અનુક્રમે શ્રી સિદ્ધા-ચળ પહોંચ્યા. ત્યાં સંઘની સાથે શ્રીઋષભદેવ દાદાને બહુ આનંદપૂર્વક ભેટયા અને સંઘવી તરફથી સારા પ્રમાણમાં દ્રવ્યનો વ્યય થયો. તે સમયે અમદાવાદ ડહેલાના ઉપાશ્રયમાં જ્ઞાનની આશાતના થતી જોઇ સંઘના આગેવાનો શેઠ મનસુખભાઇ ભગુભાઇ, શેઠ ચીમનલાલ (અંબાલાલ સારાભાઇના કાકા) તથા શેઠ કાળીદાસ ઉમાભાઇ પાલી-તાણે આવ્યા. અને જ્ઞાનની આશાતના થાય છે તે હકીકત મહારાજશ્રીને જણાવી અને તે દૂર કરાવવા વિનંતી કરી. મહારાજશ્રી-એ ત્યાંથી વિહાર કરી ચૈત્રી પુનમની શ્રી તારંગાજીની યાત્રા કરી વડનગર આવ્યા અને ત્યાંથી અમદાવાદ આવી ડહેલાના ઉપાશ્રયે સ્થિરતા કરી. વ્યાખ્યાન દ્વારા સર્વ સંઘને જણાવ્યું કે જ્ઞાનની આશાતના થવાથી પ્રાણીને કેટલા મહાન કષ્ટો ભોગવવા પડે છે. તે જાણવા છતાં પણ આશાતના ટાળવા પ્રત્યે ઉપેક્ષા રાખો છો તે

ખૂબ અફસોસજનક છે, માટે તમારા આત્માના કલ્યાણ માટે જ્ઞાના૦ શાતના ટાળવા મારી તમને ખાસ ભલામણ છે. મહારાજશ્રીના ઉપદેશથી થોડા વખતમાં સંઘે તમામ જ્ઞાનના પુસ્તકોને સુધારા પર લાવી યોગ્ય વ્યવસ્થા કરી આશાતના થતી દૂર કરી. એ રીતે સં. ૧૯૫૯નું ચોમાસું અમદાવાદ પૂર્ણ કર્યું.

સુરતવાળા ઝવેરી નગીનદાસ મંચ્છુભાઇ વીનંતી કરવા આવતાં વિહાર કરી ત્યાં ગયા. ત્યાં લેનના દેરાસરજીમાં **શ્રીવિજયસિદ્ધીસુરિજીની** સાથે પ્રતિષ્ઠા કરાવી. સુરતમાં ગોપીપુરાના આગેવાન શ્રાવક ગૃહસ્થ ઝવેરી નગીનદાસ ઝવેરચંદ વિગેરેના આગ્રહથી ગોપીપુરામાં નેમુભાઇની વાડીના ઉપાશ્રયમાં ચોમાસા માટે સ્થિરતા કરી અને અસાડ સુદ ૬ થી ભગવતી સૂત્રના જોગમાં પેઠા. એ પ્રમાણે સંવત્ ૧૯૬૦ નું ચોમાસું સુરતમાં પૂર્ણ કર્યું.

સુરતમાં સં. ૧૯૬૧ ના માગસર સુદ ૫ ના રોજ બહોળા મુનીવર્યો તથા સંઘ સમક્ષ ગણીપદ આપવામાં આવ્યું. ચોમાસા દરમ્યાન રાંદેર વાળાની વારંવાર વીનંતી આવવાથી ચોમાસું પૂર્ણ થયા બાદ વિહાર કરી રાંદેર ગયા. ત્યાં પોષ માસ સુધી સ્થિરતા કરી ઉપધાન તપની ક્રિયા કરાવવામાં જોડાયા ત્યાં અમદાવાદ વાળા શાહ સેનાભાઇ ચુનીલાલ તરફથી શ્રી ભોયણીજીમાં ઉજમણાના મહોત્સવમાં આવવા વિનંતી થતાં વિહાર કરી શ્રી ભોયણીજી ગયા. મહોત્સવનું કામ પૂર્ણ કરાવવામાં આવ્યું. ત્યાંથી વિહાર કરી પાલીતાણે ગયા અને સંવત્ ૧૯૬૧ નું ચાતુર્માસ પાલીતાણે પૂર્ણ કર્યું.

પાલીતાણામાં સં. ૧૯૬૨ ના કારતક વદ ૧૧ રવીવારે પૂજ્ય શ્રી વિજયસિદ્ધિસુરીશ્વરજી મહારાજના વરદ હસ્તે સંઘ સમસ્ત તથા પંન્યાસ ભાવવિજયજી તથા શ્રાવકો સમક્ષ પન્યાસ પદવી અર્પવામાં આવી. તે સબંધી ઓચ્છવ સુરતવાળા ઝવેરી ફુલચંદભાઈ તરફથી કરવામાં આવ્યો હતો.

પાલીતાણાથી વિહાર કરી શ્રી ગીરનારજી તીર્થની યાત્રા કરી રાજકોટ ગયા. ત્યાં અઠ્ઠાઇ મહોત્સવ કરવામાં આવ્યો. ત્યાંથી વિહાર કરી વાંકાનેર ( જન્મભૂમી )માં પધાર્યા. દીક્ષા ગ્રહણ કર્યા પછી આ પહેલી જ વખત વાંકાનેરમાં આવવાનું થયું. મહા સુદ ૧૦ના રોજ વાંકાનેરના રહીશ શેઠ ભાઇચંદ ફુલચંદ ( સંસારીભાઇ ) તથા બીજા શ્રાવકોએ ચતુર્થ વ્રત ઉચર્યા. વાંકાનેરથી મોરબી ગયા. ત્યાં સ્થાનકવાસી જૈન કોન્ફરન્સનું અધિવેશન હતું. આ મેળાવડામાં હિન્દના જુદા જુદા ભાગોમાંથી સ્થાનકવાસી જૈનો આવેલા અને અજમેરવાળા શ્રીયુત ઢઠ્ઠાજી તથા રાજકોટવાળા ભીમજી મોરારજી વીગેરે આગેવાન ગૃહસ્થોએ વરઘોડામાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. અને ઉત્સાહપૂર્વક હજારો માણસોએ પ્રભુજીના દર્શન કર્યા હતા. ધર્મની ઉન્નતિ સારા પ્રમાણમાં થઇ હતી. મોરબીથી વિહાર કરી જામનગર ગયા. ત્યાં થોડા દિવસ સ્થિરતા કરી સંઘને વ્યાખ્યાનનો લાભ દીધો. ત્યાંથી વિહાર કરી રાજકોટ ચાતુર્માસ માટે પધાર્યા.

ત્યાંના વકીલ સવજીભાઇ વાલજી તરફથી સમવસરણની રચના કરવામાં આવી હતી, તથા નવકારશી પણ કરી હતી. આ શુભ પ્રસંગે આસપાસના ગામડામાંથી અને મોટા શહેરોમાંથી જૈનોની મોટી સંખ્યા દર્શનાર્થે આવેલી હતી, તે સર્વ જૈનોનું સારી રીતે સ્વાગત થયું હતું એ પ્રમાણે સં. ૧૯૬૨ નું ચોમાસું રાજકોટમાં પૂર્ણ કર્યું.

રાજકોટનું ચોમાસું પૂર્ણ થયા બાદ વિહાર કરી ચોટીલે ગયા. તે અરસામાં રાધનપુરવાળા મસાલીયા ખોડીદાસ સૌભાગ્યચંદને શ્રી સિદ્ધાચલજીનો સંઘ કાઢવાની ભાવના થવાથી તેમના તરફથી મહારાજશ્રીને તેમાં સામેલ થવા વિનંતી પત્ર આવતાં ત્યાંથી વિહાર કરી રાધનપુર ગયા અને સંઘની સાથે સિદ્ધાચલજીની યાત્રા કરી રાધનપુર આવ્યા અને ચોમાસા માટે ત્યાં સ્થિરતા કરી. આ ચોમાસા દરમ્યાન વ્યાખ્યાનમાં તીર્થ વિષેની હકીકત સમજાવવામાં આવતી કે તીર્થની યાત્રા કરવાથી આત્માને મહાન્ લાભ થાય છે.

અને તેથી યાંત્રિક તેવા પદને પામે છે. સત્પુરૂષ પોતે જ તીર્થરૂપ છે. એટલું જ નહીં પણ તેમના ચરણકમળના સ્પર્શથી પવિત્ર થયેલી તે ભૂમિ અને તેની પ્રત્યેક રજ એ પણ તીર્થ રૂપ છે. એવા પવિત્ર તીર્થની વિધિપૂર્વક સ્પર્શના, પૂજન બહુ માન વિગેરેથી આપણામાં તે સત્પુરૂષના જેવા અસાધારણ સદ્ગુણો સંક્રાંત થાય છે. અને તેની યથાવિધિ ઉપાસનાથી અનુક્રમે આપણે પણ તે સત્પુરૂષ જેવાં જ થઇ શકીયે છીએ. અનંત સદ્ગુણોથી સંપન્ન મહાત્માઓના રોમેરોમમાં ઉચ્ચતા, પવિત્રતા, શ્રેષ્ટતા ભરી રહેલી છે. તેમના પ્રત્યેક શ્વાસોશ્વાસમાં અને શરીરના સાડા ત્રણ ક્રોડ રોમમાંથી નીકળતા પરમાણુઓમાં અલૌકિક અસર કરનાર ઉચ્ચ શક્તિઓ રહેલી હોય છે. તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં શુભ વાતાવરણ જ રચાય છે. તે વાતાવરણમાં વસનારા ઉપર તેની ચમત્કારીક અસર થાય છે, તીર્થમાં ભ્રમણ કરવાથી ભવ ભ્રમણથી મૂક્ત બનાય છે. તીર્થમાં દ્રવ્યનો વ્યય કરવાથી સ્થિર સંપત્તિવાન્ થવાય છે. જીર્ણ થયેલા તીર્થનો ઉદ્ધાર કરવાથી શરીરમાં રહેતી ઉપાધિનો નાશ થાય છે. માટે આવા કળીકાળમાં જીર્ણ તીર્થોનો ઉદ્ધાર કરવો એ મનુષ્યમાત્રનું પહેલું કર્તવ્ય છે. વળી તીર્થંકર દેવની પૂજા કરનાર પ્રાણી પોતે ભવાંતરમાં પૂજનિક થાય છે. એ રીતે સં. ૧૯૬૩ નુ ચોમાસુ રાધનપુરમાં કર્યું.

ચોમાસું પૂર્ણ થયા બાદ માગસર વદી ૫ ના રોજ દીવાન ધર્મચંદે શ્રી કેશરીયાજી તીર્થનો સંઘ કાઢયો. તેની સાથે મહારાજશ્રીએ વિહાર કર્યો. અને શ્રી કેશરીયાજીની યાત્રા કરી ચાર માસે ફરીને રાધનપુર આવ્યા. રાધનપુરના તમામ સંઘનો અતી આગ્રહ થવાથી બીજું ચોમાસું પણ ત્યાં સ્થિરતા કરી. અર્થાત્ સં. ૧૯૬૪નું ચોમાસું રાધનપુરમાં કર્યું.

ચોમાસું પૂર્ણ કર્યા બાદ મસાલીયા ખોડીદાસ સૌભાગ્યચંદ તરફથી ઉપધાનની ક્રિયા શરૂ કરવામાં આવી. ક્રિયા પૂર્ણ થતાં માળ

પહેરાવી વિહાર કર્યો અને વાવ, થરાદ, ભોરમ અને સાચોટની યાત્રા કરી રાજપુર ગયા. ત્યાં શ્રી સંઘના આગ્રહથી અઠ્ઠાઇ મહોત્સવની સાથે અષ્ટાપદની રચના કરવામાં આવી. મહોત્સવ પૂર્ણ થયા બાદ શ્રી આબુજી તીર્થની યાત્રા કરવા ગયા. ત્યાં તીર્થના દર્શન કરી પંચ તીર્થની યાત્રા કરી, અનેક ભવ્યજનોને ઉપદેશ દેતાં સાદડી ગયા.

અમદાવાદ ડેલાના ઉપાશ્રયના આગેવાનો તરફથી ચોમાસા માટે વિનંતી થતાં સં. ૧૯૬૫ નું ચોમાસું ત્યાં કર્યું.

ચોમાસા દરમ્યાનના ઉપદેશથી વૈરાગ્ય પામીને ઝવેરીવાડામાં નીશાપોળવાળા શાહ મોહનલાલભાઇએ તથા ઘાંચીની પોળવાળા રવજી-ભાઇએ અનુક્રમે સં. ૧૯૬૬ ના મહા સુદ ૭ અને જેઠ સુદ ૧૨ ના રોજ દીક્ષા ગ્રહણ કરી અને તેમના અનુક્રમે મુક્તિવિજયજી તથા **રાજવિજયજી**એવા નામ રાખ્યા. એ રીતે સં. ૧૯૬૬ નું ચોમાસું પણ અમદાવાદમાં કર્યું.

ચોમાસું પૂર્ણ થતાં શ્રી શંખેશ્વરજી તીર્થની ભમતીની પ્રતીષ્ઠા કરવામાં આવી. ત્યાંથી વિહાર કરી તારંગાજીની યાત્રા કરી વીશનગર ગયા. ત્યાં ચોમાસું રહેવા માટે સંઘના આગેવાન શેઠ મણીભાઇ, ગોકળભાઇ, સુલચંદભાઈ વિગેરે સંઘ સમસ્તની વિનંતી થતાં તેનો સત્કાર કરી ત્યાં ચોમાસું કરવા રહ્યા. ચોમાસામાં તપશ્ચર્યા સારા પ્રમાણમાં થયેલી. તથા દરરોજ વ્યાખ્યાનમાં સંખ્યાબંધ જૈનો તેમજ જૈનેતરો પણ આવતા. એ પ્રમાણે સં. ૧૯૬૭ નું ચોમાસું વીશનગરમાં કર્યું.

વીશનગરમાં ઉપધાનની ક્રિયા શરૂ થયેલી તે ક્રિયા કરાવવા પન્યાસ **દાનવિજયજી**ને રાખીને પોતે વિજાપુરની વિનંતી આવતાં વિજાપુર ગયા અને ત્યાં પણ ઉપધાનની ક્રિયા કરાવી ત્યાંથી વિહાર કરી કેશરીયાજી ગયા ત્યાંથી પાછા વિજાપુર આવ્યા ત્યાં ઉજમણાનો મહોત્સવ પૂર્ણ કરાવી વીરમગામ તરફ વિહાર કર્યો અને ત્યાં ચોમાસા માટે સ્થિર રહ્યા.

વિરમગામમાં ધર્મનો રાગ સારો હોવાથી પર્યુષણમાં સારી રીતે તપસ્યા અને મહોત્સવો થયા. તથા વ્યાખ્યાનમાં સારી સંખ્યામાં માણસો આવતાં એ પ્રમાણે સંવત્ ૧૯૬૮નું ચોમાસું વીરમગામમાં કર્યું.

ચોમાસું ઉતર્યા બાદ ઉપધાન પૂર્ણ કરાવી દરેક વ્રતિને માળા પહેરાવી. તથા મહા સુદ ૧૦ના રોજ મુનિશ્રી ચંદનવિજયજી તથા શ્રી **માનવિજયજીને** વડી દીક્ષા આપી રાધનપુર તરફ વિહાર કર્યો.

આ વિહારમાં પ્રાયે કરીને જ્ઞાનનો વિષય વધારે પ્રમાણમાં ચર્ચવામાં આવતો હતો. કારણ કે ગુજરાત જેવા ધર્મ પ્રેમી પ્રદેશમાં મુનિરાજોને શાસ્ત્રનો અભ્યાસ કરવાને કોઇ પણ સ્થળ નહોતું, તેથી મુનિઓ જોઇએ તેવું શાસ્ત્ર જ્ઞાન મેળવી શકતા નહીં. તેથી મહારાજ શ્રી વ્યાખ્યાન દ્વારા જણાવતા કે–"જ્ઞાન વડે કરીને આ સંસારની મોહજાળ કેવી છે તેની ખબર પડે છે. જ્ઞાન વડેજ તે મોહજાળથી મુક્ત થવાય છે. જ્ઞાનવડે જ મનની મલિનતા દૂર થાય છે. અને આત્મીય ઉજ્વળતા વધે છે. માટે દ્રવ્ય અને ભાવથી સિદ્ધાંતનું આરાધન કરવું અને કરાવવું એ દરેક વીરપુત્રોને પરમ હિતકારી છે. તરતમાં દીક્ષા લીધેલા મુનીઓએ જો સિદ્ધાંતનો પૂરો અભ્યાસ કર્યો હશે તોજ તે આ સંસાર સમુદ્રને પાર પામી શકશે. અને ભક્તજનોને પાર ઉતારશે વળી જ્ઞાનની નિર્મળતા કરવા માટે જિનાગમો લખાવી ભંડારમાં મૂકાવવા, તેમજ જીર્ણ થઇ ગયેલા સિદ્ધાંતને ફરી લખાવીને પૂજ્ય મુનિજનોને વહોરાવવા વિગેરે કાર્યોથી જેઓ જ્ઞાનની પૂજા કરે છે તે ભવ્યજનો સંસારની અજ્ઞાન જડતાનો નાશ કરે છે. એ જ્ઞાનની આરાધનાથી પ્રાણી, ચક્રવર્તી, ઇંદ્ર, અને યાવત્ તીર્થંકર પ્રભુની જેમ કેવળ જ્ઞાન પામી શાશ્વત સુખોને પ્રાપ્ત કરે છે. શ્રુતજ્ઞાનથી પ્રાણી જીવ–અજીવ તત્વો અને પોતાનું હિતાહિત જાણી શકે છે. તેઓ તત્વજ્ઞ થવાથી વિરતીને પામે છે. અને વિરતીપણાથી સત્વર મોક્ષને પામે છે. લૌકિક શાસ્ત્રમાં પણ કહેલ છે કે જ્ઞાન એ

પાપ રૂપ રોગના ઔષધ સમાન છે પુણ્યના કારણ રૂપ છે. દિવ્ય ચક્ષુ રૂપ છે અને સર્વ અર્થને સાધનાર છે. પ્રદિપ્ત થયેલ અગ્નિ જેમ ઇંધનને બાળી નાખે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ પ્રાણીઓના કર્મ ઇંધનને ભસ્મીભૂત કરી શકે છે. જ્ઞાનદાન દેનાર પ્રાણી નરકના દુઃખોથી બચી સ્વર્ગીય સુખોને પ્રાપ્ત કરે છે. માટે હે ભવ્ય જનો! મળેલા દ્રવ્યનો સદુપયોગ કરી આ માનવ ભવને સાર્થક કરો. પોતાની આંતરીક શુદ્ધ પ્રેરણાથી કરેલ દાન પ્રાણીને કલ્યાણની પરંપરા દેનાર બને છે." ઉપર પ્રમાણેના વ્યાખ્યાન દ્વારા બોધ પામવાથી ઝવેરી ઉજમસી વીરચંદ તરફથી સાધુઓની પાઠશાળા માટે રૂપીઆ પંદર હજારની રકમ આપવાનું જાહેર કરવામાં આવ્યું.

અનુક્રમે વિહાર કરતાં તેઓ શ્રી રાધનપુર પધાર્યા અને ત્યાં ફાગણ સુદ ૧ ના રોજ મુનીશ્રી ઉદયવિજયજીને વડી દીક્ષા આપી. તે શુભ પ્રસંગ ઉપર શ્રી સંઘ તરફથી અઠ્ઠાઈ મહોત્સવ કરવામાં આવ્યો હતો. તેની સાથે શ્રી પાવાપુરીની રચના પણ કરવામાં આવી હતી. ત્યાંથી વિહાર કરી અમદાવાદ લુહારની પોળમાં સ્થિરતા કરી, કેમકે ત્યાં પન્યાસ પ્રતાપવિજયજી બીમારીના બીછાને હતા, તેમની વૈયાવચ્ચ કરવાની ખાસ અગત્ય હતી. પણ દૈવની ગતિ ન્યારી છે. એટલે આખરે પન્યાસજી કાળ ધર્મ પામ્યા, તેથી શ્રી સંઘ તરફથી સમવસરણની રચના કરી અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવી. તે કાર્ય પૂર્ણ થયા બાદ રાધનપુર તરફ ચોમાસા માટે વિહાર કર્યો. સાધુઓના પાંત્રીસ ઠાણાની તે સાથે ચોમાસામાં વ્યાખ્યાનમાં ભગવતી સૂત્રની વાંચના થતી હતી. એ રીતે સં. ૧૯૬૯ નું ચોમાસું રાધનપુર કર્યું. ચોમાસામાં પંન્યાસ શ્રીતીલકવિજયજીએ તથા બીજા મુનિવર્યોએ તપસ્યા સારા પ્રમાણમાં કરી હતી, તેથી શ્રી સંઘ તરફથી અઠ્ઠાઇ મહોત્સવ તથા પાવાપુરીની રચના કરવામાં આવી હતી. તથા સ્વામી વાત્સલ્ય અને પ્રભાવના આદિમાં દ્રવ્યનો સારો વ્યય કરવામાં આવ્યો હતો.

ચોમાસું પૂર્ણ થયા બાદ શ્રી સંઘ સમક્ષ મુનિ શ્રી દાનવિજયજી મુનિ શ્રી દયાવિજયજી મુનિ શ્રી હરખવિજયજી, મુનિશ્રી દેવવિજયજી તથા શ્રી ભક્તિવિજયજી ઠાણા પાંચને ગણીપદ માગશર સુદી ૧૩ ના દીવસે તથા પંન્યાસ પદવી માગસર સુદી ૧૫ ના રોજ આપવામાં આવી હતી. તે શુભ પ્રસંગ ઉપર શ્રી સંઘ તરફથી સમવસરણની રચના તથા અષ્ટોત્તરી સ્નાત્ર વિગેરેનો મહોત્સવ ધામધુમથી કરવામાં આવ્યો હતો. એ રીતે સં. ૧૯૬૯ નું ચોમાસું રાધનપુરમાં પૂર્ણ કર્યું.

ચોમાસું વ્યતીત થતાં ત્યાંથી વીહાર કરી વીરમગામ તરફ પધાર્યા અને ચોમાસાની સ્થિરતા વીરમગામમાં કરી. વ્યાખ્યાન દ્વારા ત્યાંની જૈન જનતાને મહારાજશ્રીએ જણાવ્યું કે "શ્રી સીદ્ધાચલજી તીર્થ ઉપર પાલીતાણા દરબારે વાર્ષીક રૂપીઆ પંદરહજાર લેવાનો ઠરાવ કર્યો છે. આવડી મોટી રકમ દર વર્ષે યાત્રીકો પાસેથી પૂરી થતી નથી. અને વર્ષો વર્ષ તેમાં ટોટો પડયે જાય છે. માટે ભારતના તમામ પુત્રોએ મળીને ફાળો કરી અમદાવાદ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી પર મોકલવો જોઇએ." આ ઉપદેશથી ત્યાંના શ્રી સંઘે ફાળો કર્યો તેમાં દશ હજારની રકમ થઇ. એ રીતે સં. ૧૯૭૦ નું ચાતુર્માસ વીરમગામમાં આનંદ પૂર્વક પસાર કર્યું.

ત્યાંથી વિહાર કરી શ્રી સિદ્ધાચલજીની યાત્રા કરી મેવાડ પ્રદેશ તરફ વિહાર શરૂ કર્યો. જે જે સ્થળે ગયા ત્યાં ત્યાં શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મ એ ત્રણ તત્વો વિષે દેશના દેવામાં આવતી હતી. વ્યાખ્યાન શ્રવણ કરવા સંખ્યા બંધ જૈન તેમજ જૈનેતર પ્રજા આવતી. દેવગુરૂ ધર્મનું શુદ્ધ અને સાચું સ્વરૂપ મહારાજશ્રીના મુખેથી સાંભળી ઘણા સ્થાનક વાસીઓ મૂર્તિ પૂજક બનતા હતા. મેવાડના ઘણા ભાગોમાં વિહાર કર્યા પછી આગળ વિહારની ભાવના હતી પરંતુ દેવ ઇચ્છા તેમ નહીં હોવાથી તબીયત નરમ રહેવા લાગી એટલે પાછો વિહાર કરી અમદાવાદ આવ્યા. ચોમાસા દરમ્યાન

તબીયત નરમ રહી. એ રીતે સં. ૧૯૭૧ નું ચોમાસું અમદાવાદ પાંજરાપોળના ઉપાશ્રયે પૂર્ણ કર્યું.

ચોમાસું પૂર્ણ થયા બાદ આરોગ્ય પ્રાપ્તી થવાથી વિહાર કરી પાટણ ફોફલીયા વાડાના મોતીલાલભાઇ પોપટલાલ તથા ભાઈ છોટાલાલની વિનંતી આવતાં વિહાર કરી પાટણ ગયા અને ત્યાંથી નીકળતા શ્રી કેસરીયાજીના સંઘમાં સામેલ થયા અનુક્રમે કેશરીયાજીની યાત્રા કરી સંઘની સાથે વિહાર કરી પુનઃ પાટણ આવ્યા અને પાટણમાં કનાશાના પાડામાં ચોમાસાની સ્થિરતા કરી. ચોમાસામાં કલિકાળ સર્વજ્ઞ શ્રીમદ્ **હેમચંદ્રાચાર્ય ગ્રંથાવલિ** બહાર પાડવાની શરૂઆત કરવામાં આવી. એ રીતે સં. ૧૯૭૨ નું ચોમાસું પાટણમાં પૂર્ણ કર્યું.

ચોમાસું પૂર્ણ થયાં બાદ પાટણથી વિહાર કરી ચાણસ્મા ગયા. ચોમાસાની સ્થિરતા કરવા શ્રી સંઘ તરફથી વિનંતી થતાં તેનો સ્વીકાર કરવામાં આવ્યો. કેમકે કોઈ કારણસર દેરાસરજીના તથા પાંજરાપોળના હિસાબમાં ચોખવટ થતી નહોતી અને ચોખ્ખવટની ખાસ જરૂર હતી તેથી વ્યાખ્યાન દ્વારા શ્રી સંઘને મહારાજશ્રીએ ઉપદેશ આપ્યો કે—

"મહાનુભાવો ! કઈ ક્ષણે કાળ મનુષ્યને ઝડપી લેશે તેની લેશ પણ આપણને ખબર નથી. જેમ જેમ સમય વ્યતીત થતો જાય છે તેમ તેમ જીંદગીનું પ્રમાણ ઘટતું જાય છે. માટે જે સુકૃત સ્વહસ્તે થયું તેજ સ્વાત્માને પરમ ઉપયોગી છે. ધર્માદા ખાતાઓની ચોખ્ખવટ કરી અરસ પરસ લેણ દેણ સાફ કરવી એ તમારી ફરજ છે. માટે સંસારીક કાર્યોને થોડો વખત અળગા કરીને પણ આ કાર્ય પહેલી તકે કરવું યોગ્ય છે," મહારાજશ્રીના ઉપદેશથી ધર્માદા ખાતાઓને સાફ કરવા તથા શ્રાવકોને નહાવા માટે ટાંકુ ખોદતાં જમીનમાંથી શીતળનાથ પ્રભુની પ્રતિમા નીકળેલી તેની યોગ્ય વ્યવસ્થા કરવા શ્રી શીતળનાથજી જૈન મંડળની સ્થાપના કરવામાં આવી. તે મંડળે ઉપરોક્ત બન્ને કામો પોતાને હસ્તક કર્યાં. અને ખાતાવાર હીસાબ બરાબર

તપાસી ચોપડા રેગ્યુલર કરાવી આપ્યા. અને શીતળનાથ પ્રભુની પ્રતિમાને યોગ્ય સ્થળે ઉત્સાહ અને ધામધુમ પૂર્વક પધરાવી આ પ્રતિમા અતિ પ્રાચીન અને ચમત્કારી હોવાથી ઘણે સ્થાનેથી હજારો લોકો દર્શનાર્થે આવતા. એ રીતે સં. ૧૯૭૨ નું ચાતુર્માસ ચાણસ્મા કર્યું.

ચોમાસું પૂર્ણ થયા બાદ ચાણસ્માથી વિહાર કરી રસ્તામાં આવતા ગામોના જિન ચૈત્યોને જુહારતા ઉંઝા ગયા અને અષાડ સુદી ૧૦ ના રોજ મુનિશ્રી સંપતવિજયજીને વડી દીક્ષા આપવામાં આવી. તથા દેવગુરૂ અને ધર્મની સેવા કરવા અર્થે સેવા સમાજની સ્થાપના કરવામાં આવી. ચોમાસામાં વ્યાખ્યાન શ્રવણ અર્થે હજારો સ્ત્રી પુરૂષો આવતાં અને સેવા સમાજની સુવ્યવસ્થાથી સહુ શાંતિ પૂર્વક સાંભળી શકતા હતા. એ રીતે સં. ૧૯૭૪ નું ચોમાસુ ઉંઝામાં કર્યું.

ઉંઝાનું ચોમાસું પૂર્ણ થતાં અમદાવાદ રાયપુર કામેશ્વરની પોળવાળા શાહ હુઠીસીંગ ચકુભાઈ તરફથી વિનંતી આવી કે-અહીં અઠ્ઠાઇ મ્હોત્સવ તથા શાન્તિસ્નાત્ર છે, તે ઉપર આપ પધારો. તેથી વિહાર કરી અમદાવાદ ગયા અને તે શુભ કાર્ય કર્યું. ત્યાંથી વિહાર કરવાના હતા પરંતુ ત્યાંના લુહારની પોળના આગેવાનોની વિનંતીથી ચોમાસાની સ્થિરતા કરી. ચોમાસામાં તપસ્યા, મહોત્સવ, સામીવચ્છલ વિગેરે સારા પ્રમાણમાં થયા. આસો માસમાં પાડાપોળવાળા શાહ કાલીદાસ મલીચંદ તરફથી ઉપધાન વાળાની ક્રિયા શરૂ કરાવવામાં આવી. એ પ્રમાણે સં. ૧૯૭૫ નું ચોમાસું મહારાજશ્રીએ અમદાવાદ પૂર્ણ કર્યું.

પવિત્ર રહેણી કરણી રાખનાર સંત પુરૂષને આચાર્ય પદવી અર્પણ કરવાની પદ્ધતિ અનાદિકાળથી ચાલી આવી છે. આજ ભારત વર્ષમાં પૂર્વે દરેક સ્થળે જૈનધર્મનો ધ્વજદંડ ફરકતો હતો. મહાન્ આચાર્યો અને મોટા શ્રીમંતો જૈનધર્મનું રક્ષણ કરવામાં તત્પર રહેતાં. તેઓએ રાજસત્તા પાસે પોતાના ઉચ્ચ ચારિત્રની એવી સુંદર છાપ પાડી

હતી કે જેથી કોમ, ધર્મ અને તીર્થના રક્ષણના પ્રસંગે રાજસત્તા દરેક વખતે ઉપયોગી થઇ પડતી હતી. એ જમાનામાં જૈનોની કરોડોની સંખ્યા હતી. શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય તથા શ્રીમાન્ હીરવિજયજી સમાન આચાર્ય મહારાજાઓએ ગુજરાતના રાજા કુમારપાળ અને દીલ્હીના સમ્રાટ અકબરશાહને પ્રતિબોધી જૈનધર્મના તત્વો સમજાવી જૈનધર્મની શ્રેષ્ઠતા પ્રગટાવી હિંસારૂપી દૈત્યને દેશવટો અપાવ્યો હતો અનાદિકાળથી કબજા ભોગવટાવાળા તીર્થોના લેખ પરવાના મેળવ્યા હતા એ પણ એક સમય હતો. આ જમાનામાં જૈનકોમમાં મહાન્ ચારિત્ર સંપન્ન અને નિખાલસ ધર્મગુરૂઓ, આત્મબળવાળા શ્રીમંતો અને શાસ્ત્ર જ્ઞાનવાળા વિદ્વાનોના અભાવે ઠેકાણે ઠેકાણે ક્લેશ અને કુસંપરૂપી દૈત્યવાસ કરી રહ્યો છે. તેના પરિણામથી ધર્મ ઉપર અંધકારના વાદળા છવાયા છે. આવા બારીક વખતમાં ધર્મ અને તીર્થની તનમનથી બાળ બ્રહ્મચારી શ્રીમદ્ વિજયનિતીસૂરિજી મહારાજ જે સેવા બજાવી રહ્યા છે તે સ્તુતિપાત્ર છે. કારણકે જે સ્થળે તેઓ ગયા છે ત્યાં સચોટ ઉપદેશથી ક્લેશ કુસંપને દૂર કરાવી સલાહ સંપનું સ્થાપન કરેલ છે. આ ઉપરથી ગુજરાતના મોટા શહેરોના ગૃહસ્થોની એવી ઇચ્છા થઇ કે મહારાજશ્રીને આચાર્ય પદવી આપવા માટે તેમના ગુરૂ મહારાજ શ્રીભાવવિજયજી સમક્ષ વિનંતી કરવી એ આપણી ફરજ છે. કારણ કે જે શ્રાવકો પોતાની સંપત્તિથી સમયાનુસારે પંચ મહાવ્રતધારક, છત્રીસગુણયુક્ત તથા કાલિક ઉત્કાલિકસૂત્રના યોગોદ્વહનપૂર્વક સૂત્રાર્થરૂપ ઉભય પ્રકારે શ્રીજિનાગમને જાણનારા એવા મુનિવર્યોનો આચાર્યાદિ પદારોપણનો મહોત્સવ કરે છે તે ભાગ્યવંતનો આચાર્યાદિથી કરાતા અનેક પુણ્યકાર્યના અનુમોદનથી સુકૃત સમૂહ વધ્યા કરે છે. આ પ્રમાણે વિચાર કરીને સુજ્ઞ શ્રાવકોમાં અગ્રેસર શ્રાવકોએ આચાર્યશ્રી ભાવવિજયજી મહારાજને ઉપરની હકીકત વિનંતીરૂપે જાહેર કરી. શ્રાવકોની વિનંતી સાંભળી. અનુયોગાચાર્ય આચાર્ય મહારાજ બહુ ખુશી થયા અને કહ્યું કે આવો અમૂલ્ય

લાવો લેવાનો તમે જે સંકલ્પ કર્યો છે, તેથી જૈનશાસનની શોભામાં અવશ્ય વધારો થશે. માટે તમારા મનની ઇચ્છા પૂર્ણ કરવા હું તમને અંતઃકરણથી આદેશ આપું છું. આથી ગુજરાતના મોટા મોટા શહેરોમાં આ શુભ પ્રસંગે હાજરી આપવા માટે કુમકુમ પત્રિકા લખવામાં આવી. તથા કાર્યને લગતી તમામ સામગ્રી તૈયાર કરવામાં આવી. શેઠ મગનલાલ હાકરસી, શેઠ વાડીલાલ છગનલાલ, શેઠ પ્રેમચંદ સાંકલચંદ, સુતરીયા ભગુભાઈ ચુનીલાલ, શેઠ મણીલાલ સાંકલચંદ, શેઠ શાંતિકુમાર, શેઠ જગાભાઇ ઉમાભાઇ, શેઠ સાંકળચંદ મોહનલાલ, ઝવેરી ડાહ્યાભાઇ સવચંદ, શેઠ મણીલાલ મોતીલાલ તથા બીજા પણ અનેક અમદાવાદ તેમજ બહારથી હાજર થયેલા શ્રાવકો સમક્ષ સંવત્ ૧૯૭૬ ના માગસર સુદી ૧૧ ના શુભ દિવસે ચતુર્વિધ શ્રી સંઘની હાજરીમાં શ્રીમાન્ ભાવવિજયજી મહારાજ પાસે પ્રાણીઓના મનોરથને પૂરનાર એવા આચાર્ય પદારોપણની પ્રતિષ્ઠા ક્રિયા કરાવી મહોત્સવો કરાવવામાં આવ્યા. તેમજ મેળાવડામાં પધારેલ મુનિરાજો તથા શ્રાવકોનો યોગ્ય સત્કાર કરવામાં આવ્યો.

ઉપરોક્ત ક્રિયાની સમાપ્તિ બાદ મહારાજશ્રી નીતિવિજયજી (શ્રી વિજયનીતિસૂરિજી) મહારાજે ચતુર્વિધ સંઘ સમક્ષ નમ્રતાપૂર્વક જણાવ્યું કે– "આપ સર્વેએ મને આચાર્યપદ આપ્યું તે માટે હું આપનો તથા શાસનનો ઋણી છું. અને તે ઋણ અદા કરવાની શક્તિ પરમાત્મા મને આપે એમ ઇચ્છું છું. જો કે હું આચાર્યપદને લાયક નથી, તોપણ મળેલ પદની સાર્થકતા હું ત્યારેજ માનીશ કે જ્યારે શાસનમાં પેઠેલ કલેશાદિક અનિષ્ટ તત્વો દૂર થાય, ઐક્યતા થાય અને ધર્મ તથા તીર્થનું હિત અને સંરક્ષણ થાય. જ્યાં સુધી ઐક્યતા નથી ત્યાં સુધી કાંઇપણ કાર્યને સાંગોપાંગ પાર ઉતારવું મુશ્કેલ છે. એક સમયે આજ ભારત વર્ષમાં કરોડોની સંખ્યામાં જૈનો હયાતી ભોગવતાં હતાં દિન પ્રતિદિન તે સંખ્યામાં ઘટાડોજ થતો ગયો. અને પરિણામે વર્તમાનમાં બાર

લાખની સંખ્યા જૈનોની રહી છે. એ સંખ્યામાંથી પણ ઉપદેશ અને સાધુવિહારના અભાવે હજારો જૈનો જૈનેતર બને છે. એ હકીકત સાધુ સંસ્થાને માટે અતિશરમજનક છે. જો જૈનોની સંખ્યા સારા પ્રમાણમાં હશે તોજ સાધુઓનો યોગ્ય આદર થશે. માટે સાધુઓએ સર્વત્ર વિહાર કરી ઉપદેશ દ્વારા જૈનોને જાગૃત કરવાની જરૂર છે. અરસપરસ પ્રેમભાવ પ્રગટ થશે તોજ ઉપરનું કાર્ય પાર પડશે. માટે પ્રથમ અંતઃકરણમાં નિખાલસ શુદ્ધ પ્રેમને સ્થાન આપવું જોઇએ."

ઉપરના શુભ પ્રસંગે લુહારની પોળવાળા આગેવાન ગૃહસ્થો તથા શાહ કાલીદાસ મલીચંદ તરફથી અઠ્ઠાઇ મહોત્સવની સાથે સમવસરણની રચના તથા શાન્તિસ્નાત્ર થયા હતાં. બહારગામથી આવેલની સંખ્યા લગભગ સાત હજારની હતી.

પૂજ્ય અનુયોગ આચાર્ય મહારાજશ્રી ભાવવિજયજીની તબીયત લાંબા વખતથી નરમ રહેવાના કારણે અમદાવાદના શ્રીસંઘની આગ્રહભરી વીનંતીથી તે ચોમાસું લુહારની પોળના ઉપાશ્રયે રહેવાનું થયેલ. ચોમાસામાં પૂજા, પ્રભાવના, તપશ્ચર્યા, સ્વામી વાત્સલ્ય વિગેરે સારી રીતે થયેલ. શ્રાવકોએ દ્રવ્યનો વ્યય સારો કરેલ. એ રીતે સં. ૧૯૭૬ નું ચોમાસું અમદાવાદમાં કર્યું. તે અરસામાં શેઠ છગનલાલ ઇચ્છાચંદ તરફથી ઉપધાનની ક્રિયા શરૂ કરવામાં આવેલ. ઉપધાન પૂર્ણ કર્યા બાદ માળ પહેરાવી મહારાજશ્રીએ વિહાર કર્યો. અનુક્રમે મોટા મોટા શહેરોમાં જૈન ચૈત્યોને વાંદતા શ્રી સિદ્ધક્ષેત્રમાં પહોંચ્યા અને ચોમાસા માટે ત્યાં સ્થિરતા કરી. ચોમાસામાં દરરોજ તીર્થયાત્રા સંબંધી વ્યાખ્યાન આપવામાં આવતું. શ્રોતાજનો સારા પ્રમાણમાં હાજરી આપતાં. સમવસરણની રચના તથા શાન્તિ સ્નાત્ર, ઉપધાન થયા હતા. એ રીતે સં. ૧૯૭૭ નું ચોમાસું પાલીતાણામાં કર્યું.

ઉપધાન પૂર્ણ થયા બાદ વ્રતિઓને માળ પહેરાવી તથા શ્રી પાલીતાણા જૈન સેવા સમાજની સ્થાપના કરી, ગિરનારજી તરફ

વિહાર શરૂ કર્યો. રસ્તામાં આવતાં જૈન ચૈત્યોવાળા મોટા શહેરોમાં એકાદ બબ્બે દિવસની સ્થિરતા કરતાં જુનાગઢમાં આવી પહોંચ્યા અને થોડા દિવસ રોકાઇને શ્રી નેમનાથ પ્રભુના દર્શન માટે ઉપર ચડયા. યાત્રા દરમ્યાન તમામ જૈન ચૈત્યનું બારીકાઇથી નિરીક્ષણ કરવામાં આવ્યું અને તેને પરિણામે જણાયું કે પ્રાચીનકાળમાં ભાગ્યશાળી આત્માઓ આ ચૈત્યોને બંધાવી મહાન લાભ લઇ ગયા છે, તે બરાબર સાચવી રાખવા એ દરેક જૈનની ખાસ ફરજ છે. આ તીર્થની મરામત કરાવવાની ખાસ અગત્ય છે. જો તે કાર્યમાં કાળક્ષેપ થશે તો પ્રાચીનકાળના અવશેષો નષ્ટ થવાનો સંભવ છે. માટે તાત્કાળીક જ તેના જીર્ણોદ્ધારની જરૂર છે. આવી શુભ ભાવના મહારાજશ્રીના અંતઃકરણમાં થઇ. ઉપરની બીના લક્ષ્યમાં રાખી જુનાગઢથી વિહાર કરી તેઓ વેરાવળ ગયા અને ચોમાસાની સ્થિરતા ત્યાં કરી તેમજ ગિરનાર જીર્ણોદ્ધારની હકીકત વેરાવળના સંઘને જણાવી. મહાપુરૂષો જે કાર્યને ચિંતવે છે તેને તેઓ પ્રાણાંતે પણ છોડતા નથી. દરમ્યાનમાં જુનાગઢ સ્ટેટના દીવાન શ્રી ત્રીભોવનદાસ દુલેરાયનું વેરાવળમાં આવવું થયું તેમજ તેજ અરસામાં શેઠ દેવકરણ ખુસાલચંદને ત્યાં લગ્નનો મહોત્સવ હતો તેથી દેરાસરજીમાં તેમણે ઉત્સવ શરૂ કરેલ,આ શુભ પ્રસંગે આવવા માટે સંઘ તરફથી દીવાનશ્રીને આમંત્રણ કર્યું. અને પૂજામાં તેઓ આવ્યા ત્યારે પૂજ્ય આચાર્ય મહારાજ પણ ત્યાં હાજર હતા.ત્યારબાદ મહારાજશ્રીની પ્રેરણાથી વેરાવળના આગેવાન જૈન ગૃહસ્થો દીવાનશ્રીની પાસે ગયા અને ગિરનારજી પર જીર્ણોદ્ધાર કરવા માટે રજા દેવા વિનંતી કરી. પ્રત્યુત્તરમાં દીવાનશ્રીએ જણાવ્યું કે જુનાગઢ આવજો, નવાબ સાહેબને આ બાબતથી વાકેફ કરી જવાબ આપીશ. એ પ્રમાણે સં. ૧૯૭૮ નું ચોમાસું વેરાવળમાં પૂર્ણ કર્યું.

ત્યાંથી પ્રભાસપાટણ ગયા અને ત્યાંના મંદિરના જીર્ણોદ્ધારની જરૂર જણાતાં ત્યાં વ્યાખ્યાન દ્વારા ઉપદેશ દઇ ફંડ એકઠું કરાવ્યું,

જેમાં ત્રણ ગૃહસ્થો તરફથી રૂા. ૫૧૦૦૦) તથા સંઘ તરફથી રૂા. ૨૪૦૦૦) ભેળા થયા. તે રકમનાં વ્યાજમાંથી દરવર્ષે દેરાસર રીપેર થાય તેવો પ્રબંધ થયો.

ત્યાંથી વિહાર કરી ચૈત્ર સુદ ૧૦ મે જુનાગઢ આવ્યા. તે વખતે વેરાવળના આગેવાન ગૃહસ્થો દીવાન શ્રીની મુલાકાતે ગયા અને જીર્ણોદ્ધારનો હુકમ આપવા માટે વીનંતી કરી. અને શાસનદેવની કૃપાથી જીર્ણોદ્ધારની રજા મલી. આ સમાચારથી મહારાજશ્રીને પણ હર્ષ થયો મહારાજશ્રીએ જુનાગઢમાં તથા વેરાવળમાં સેવાસમાજની સ્થાપના કરી પોરબંદર તરફ વિહાર કર્યો. પોરબંદરના શ્રીસંઘને ગિરનારજી જીર્ણોદ્ધારની હકીકતથી વાકેફ કરી તેમાં યોગ્ય ફાળો આપવા જણાવી થોડા દિવસ સ્થિરતા કરી જામનગર ગયા. જામનગરમાં વ્યાખ્યાન દ્વારા અવારનવાર જ્ઞાનનો વિષય ચર્ચવામાં આવતો. કારણકે આસપાસના ગામડાઓમાં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હતી પરંતુ જૈન બાળકોને ધાર્મીક તથા વ્યવહારીક શીક્ષણના અભાવથી તેઓ અન્ય ધર્મી જેવા બની જતા હતા, તેથી ઉપદેશ દ્વારા તે પ્રદેશમાં ૨૫) પાઠશાળાઓ ખોલાવવા માટે ભગીરથ પ્રયત્ન કરવામાં આવ્યો. તેના ખર્ચ માટે સારી રકમની જરૂર જણાતાં શ્રાવકોને ઉપદેશ આપતાં તેઓએ પાઠશાળા માટે સારૂં ફંડ એકઠું કર્યું. અભણ બાળકોને વ્યવહારીક અને ધાર્મીક શિક્ષણ મળતાં તેઓ શ્રદ્ધાળુ અને આસ્તિક બનવા લાગ્યાં. આ કાર્ય પૂર્ણ થતાં વિહાર કરી ગિરનારજી તીર્થની છાયામાં આવી પહોંચ્યા અને જીર્ણોદ્ધારના કાર્યમાં રસ લેવા માંડયા. આ કાર્ય માટે ચોમાસું જુનાગઢમાં કરવા નક્કી થયું અને અષાઢ સુ. ૧૪ પહેલાં જીર્ણોદ્ધારના સ્થળો નક્કી કરવા તથા ખર્ચનો અડસટો કરવા શ્રી સંઘને જણાવ્યું. જીર્ણોદ્ધાર ફંડનો હિસાબ રાખવા તથા કામની વ્યવસ્થા કરવા માટે એક કમીટી નીમવામાં આવી. આ કમીટીમાં જુનાગઢ રેલ્વેના ઓડીટ ઓફીસર ડાહ્યાભાઈ

હુકમીચંદે તન મનથી તીર્થની સેવા બજાવી તમામ રીતે સરળતા કરી આપી. કમીટી તરફથી પેપરોદ્વારા આખા ભારતવર્ષમાં ગિરનારજી જીર્ણોદ્ધારની ખબર દેવામાં આવી. જેથી ક્રમેક્રમે ફંડમાં નાણા એકઠાં થવા માંડયા. ચોમાસું પૂર્ણ થયા બાદ કમીટી તરફથી કામકાજ શરૂ કરવામાં આવ્યું. અત્યાર સુધીમાં લગભગ પાંચેક લાખ રૂપીઆ ખર્ચાઈ ચુકયા છે. અને હવે એકાદ લાખ રૂપીઆની જરૂર છે, તીર્થ પ્રેમી જૈનો તરફથી મળી જશે એ નિ:સંશય બીના છે. તે વખતે જીર્ણોદ્ધારના કાર્યના અંગે ગુરૂશ્રીની આજ્ઞાથી તે ચોમાસું મહારાજશ્રીએ જુનાગઢમાં કર્યું. ચોમાસા દરમ્યાનમાં આચાર્ય દેવશ્રી ભાવવિજયજી મહારાજની બીમારીના સમાચાર મળ્યા પણ ચોમાસામાં શું બની શકે ?. અંતઃકરણમાં પસ્તાવો થવા લાગ્યો કે ખરે વખતે હું ગુરૂ દેવથી દુર રહ્યો. પરંતુ ભાવિ પ્રબળ હોઇ સં. ૧૯૭૯ ના શ્રાવણ સુ. ૩ ના રોજ આચાર્ય મહારાજશ્રી ભાવવિજયજી પાટણમાં કાળધર્મ પામ્યા. તે સમાચાર જુનાગઢ આવતાં શ્રી સંઘ તરફથી અઠ્ઠાઇ મહોત્સવ તથા શેઠ આણંદજી મોતીચંદ તરફથી શાન્તિ સ્નાત્ર થયા હતાં. એ રીતે સં. ૧૯૭૯ નું ચોમાસું જુનાગઢમાં પૂર્ણ થયું.

ચોમાસા બાદ વિહાર કરી અમદાવાદ ગયા. રસ્તામાં આવતાં મોટા શહેરમાં ગીરનારજી તીર્થના જીર્ણોદ્ધાર માટે ઉપદેશ આપવામાં આવતો. અમદાવાદમાં ડહેલાનાં ઉપાશ્રયે ચોમાસાની સ્થિરતા કરી. અને ઉપદેશથી અમદાવાદના સંઘે જીર્ણોદ્ધાર માટે આઠ હજાર રૂપીઆ એકઠા કરી મોકલ્યા. શ્રી કમલવિજયજીને વડી દીક્ષા ત્યાં આપી. એ પ્રમાણે સં. ૧૯૮૦ નું ચોમાસું અમદાવાદમાં પૂર્ણ કર્યું.

ચોમાસું પૂર્ણ થયા બાદ રાધનપુરવાળા મંસાલીઆ બ્રાણુલાલ જમનાદાસની વિનંતીથી વિહાર કરી રાધનપુર ગયા. માગસર માસમાં

મસાલીયા બાબુલાલ તરફથી ઉજમણું કરવામાં આવ્યું. ત્યાંથી મુનિ કમળવિજયજી દાદાની વીનંતીથી પાટણ ગયા. મેતાના પાડામાં મહોત્સવ કરવામાં આવ્યો. ત્યાંથી ક્ષેત્રવસીના પાડાવાળાના આગ્રહથી ત્યાં ગયા. ત્યાં મુનિશ્રી શાંતિવિજયજીને પંન્યાસ પદવી આપવામાં આવી. અઠ્ઠાઈ મહોત્સવ તથા શાંતિસ્નાત્ર થયાં. તે વખતે શ્રી ગિરનારજી ઉપર થયેલ જીર્ણોદ્ધારવાળાં દેરાસર ઉપર ધ્વજદંડ ચડાવવાના કાર્યમાં ભાગ લેવા માટે તાર આવતાં જુનાગઢ ગયા. ત્યાં જઈ તે કાર્યને નિર્વિઘ્ને પૂર્ણ કરાવ્યું. આ શુભ પ્રસંગ ઉપર દેશ પરદેશથી સારી સંખ્યામાં જૈનો આવ્યા હતા. તેથી તે મહોત્સવ પ્રસગે જીર્ણોદ્ધાર ફંડમાં સારી રકમ થઇ. ત્યાંથી વિહાર કરી જેતપુર, ગોંડળ, સરધાર, રાજકોટ થઇ વાંકાનેર ગયા. વાંકાનેરમાં જૈનોમાં વરસી તપ ચાલતો હતો. તે તપના પારણાના શુભ પ્રસંગ ઉપર વાંકાનેરના રહીશ શાહ દીપચંદ કડવાવાળા તરફથી મહોત્સવ કરવામાં આવ્યો હતો અને તેમાં યથાશક્તિ દ્રવ્ય વ્યય કરી સંપત્તિનો લાભ લીધો હતો. દેરાસરમાં પણ સારી ઉપજ થઇ હતી. મહોત્સવ પૂર્ણ થયા બાદ વિહાર કરી મોરબી ગયા. ત્યાં ચોમાસું રહેવા માટે શ્રી સંઘનો અત્યાગ્રહ હતો પરંતુ શ્રી વાંકાનેરના સંઘે નક્કી કરેલ હોવાથી વાંકાનેર તરફ ચોમાસા માટે વિહાર કર્યો. વાંકાનેરમાં ઉપાશ્રય હતો, પણ તે જુના વખતનો અને સમાસ વિનાનો હોવાથી તેને નવેસરથી કરાવવાની ખાસ અગત્ય હતી. તે દરમ્યાન માંડવી બંદરવાળા શેઠ જીવરાજ ધનજી મહારાજશ્રીના દર્શનાર્થે વાંકાનેર આવતાં તેમને આ હકીકત જણાવી. તેમણે મોટી રકમ આપવા કબુલ કર્યું. ઉપાશ્રયનું કામ પૂર્ણ કરાવ્યું. તેમાં કુલ રૂ. ૧૧૦૦૦) થયા. તેમાં રૂ.૬૦૦૦) શેઠ જીવરાજ ધનજી તરફથી મળેલા. ઉપાશ્રયનું કાર્ય પૂર્ણ થયા બાદ વાંકાનેરના શ્રી સંઘ તરફથી અઠ્ઠાઇ મહોત્સવ તથા શાન્તિસ્નાત્ર થયાં હતાં. એ પ્રમાણે સં. ૧૯૮૧ નું ચોમાસું વાંકાનેરમાં થયું.

ચોમાસા બાદ મોરબીમા થયેલા ઉપધાનવાળાને માળ પહેરાવી કચ્છ તરફ વિહાર શરૂ કર્યો અને માળીઆ ( મીયાણા ) ગયા.

તે દરમ્યાન જીર્ણોદ્ધાર કમીટી તરફથી સૂચના થવાથી શ્રી સિદ્ધાચલજી તરફ વિહાર કર્યો. અને યાત્રા કરી અમદાવાદ ગયા. રસ્તામાં મુંબઇના સિદ્ધચક્ર સમાજ તરફથી આગ્રહ કરવામાં આવ્યો કે શ્રી સંખેશ્વરજી તીર્થમાં પાટણવાળા શેઠ ચુનીલાલ નાનચંદ તરફથી આંબીલ તપની ઓળી થવાની છે માટે ત્યાં પધારો. આથી મહારાજશ્રી સંખેશ્વરજી ગયા. ઓળી બાદ વિહાર કરી કડી ગામે ગયા. ત્યાં સંઘમાં કુસંપના મૂળ ઘર કરી ગએલા તેથી ત્યાં સ્થિરતા કરી. વારંવાર વ્યાખ્યાન દ્વારા કલેશથી કેવા અનિષ્ટ પરિણામ આવે છે, તે દાખલા દલીલથી સમજાવતાં દરેકના હૃદયમાંથી કલેશ સમતો ગયો. અને અરસપરસ પ્રેમની લાગણી પ્રગટ થઇ. કલેશના કારણે ત્યાંના દેરાસરના જીર્ણોદ્ધારનું કામ નહીં થઇ શકેલ તે કરવામાં આવ્યું. તે પછી વિહાર કરી અમદાવાદ ગયા. ત્યાં શાહ વાડીલાલ છગનલાલ તરફથી ઉજમણાનો મહોત્સવ કરવામાં આવ્યો. અને ભઠ્ઠીની પોળમાં ચોમાસાની સ્થિરતા કરી. ચોમાસામાં વ્યાખ્યાન દ્વારા ગિરનારજી તીર્થના જીર્ણોદ્ધાર વિષે જણાવ્યું અને તે ઉપદેશથી દરેકને લાગણી થવાથી ફંડ એકઠું કર્યું. તેમાં રૂપીયા ત્રીશ હજારની રકમ એકઠી થઈ. એ રીતે સં. ૧૯૮૨ નું ચોમાસું અમદાવાદમાં પૂર્ણ કર્યું.

તે વખતે શાહ ચુનીલાલ ખુશાલચંદ તરફથી ઉપધાન થયેલા તેમાં માળ પહેરાવીને સંઘવી નગીનદાસ કરમચંદના કચ્છ ભદ્રેશ્વરના સંઘમાં પધારવા વિનંતી થતાં સંખેશ્વર ભેળાં થયાં. તે વખતે ખેરાળુથી શાહ ગોપાળદાસ છગનલાલે સંખેશ્વરનો સંઘ કાઢેલ તેને તીર્થમાળ પહેરાવી કચ્છના સંઘની સાથે વિહાર કરી ભદ્રેશ્વર અને કચ્છની પંચતીર્થની યાત્રા કરી, ગિરનાર આવ્યા, ત્યાં સંઘવી નગીનદાસભાઇને માળ પહેરાવી ગિરનારજીની યાત્રા કરી જેતપુર તરફ વિહાર કર્યો, અને ચોમાસાની સ્થિરતા જેતપુરમાં કરી. ચોમાસા દરમ્યાન ઉપધાન થયા તે ક્રિયા કરાવી, ધર્મની ઉન્નતિ સારી થઇ. એ રીતે સં. ૧૯૮૩ નું ચાતુર્માસ જેતપુરમાં પૂર્ણ થયું.

ચોમાસા બાદ વિહાર કરી ગિરનારજી ગયા અને ત્યાં યાત્રા કરી. રાધનપુરના શેઠ વાડીલાલ પુનમચંદને ત્યાં ઉજમણાના મહોત્સવ ઉપર પધારવા વીનંતી થતાં રાધનપુર ગયા. રાધનપુરમાં ઉજમણાનો મહોત્સવ થતાં ધર્મક્ષેત્રમાં સારી રકમની ઉપજ થઇ. બાદ શ્રી સંઘ તરફથી વિનતિ થતાં ત્યાં ચોમાસું રહેવાનું નક્કી થયેલ. ચોમાસા દરમ્યાન વ્યાખ્યાનમાં જૈન બાળકોને ધાર્મીક જ્ઞાન મેળવવા માટે પાઠશાળા ખોલવા ઉપદેશ કરવામાં આવેલ જેને પરીણામે પાઠશાળાના કાયમ નિભાવ માટે શેઠ બાબુલાલ જમનાદાસે રૂપીઆ ૧૫૦૦૦) આપવાની ઉદારતા બતાવી એટલે રાધનપુર તથા આસપાસના જૈન બાળકોને શાસ્ત્રીય જ્ઞાન મળે તે માટે પાઠશાળાની સ્થાપના કરવામાં આવી. **શ્રીરત્નવિજયજી જૈન પાઠશાળા** એવું નામ રાખ્યું. એ રીતે સં. ૧૯૮૪ નું ચોમાસું રાધનપુરમાં કર્યું.

ચોમાસા બાદ વિહાર કરી ભાંભર ગયા, ત્યાં ઉપધાનવાળાને માળ પહેરાવી શ્રી ગિરનારજી ઉપર જીર્ણોદ્ધાર થયેલ દેરીઓની પ્રતિષ્ઠા મહોત્સવ કરાવવા વિહાર કરી જુનાગઢ ગયા. માગસર વદી ૫ ના રોજ પ્રતીષ્ઠા કરાવી મહોત્સવ કરવામાં આવ્યો, તથા અમદાવાદથી આવેલ સઘના સંઘવી.

ને તીર્થમાળ પહેરાવી. સંઘવી તરફથી અમદાવાદમાં ચાતુર્માસ માટે વિનંતી થતાં તે સ્વીકારી વિહાર કરી અમદાવાદ ગયા અને લુહારની પોળના ઉપાશ્રયે સ્થિરતા કરી. ચોમાસામાં મુનિશ્રી **માનવિજયજીને** તથા મુનિ **ઉદયવિજયજીને** ડહેલાના ઉપાશ્રયે ગણીપદ આપવામાં આવ્યું તે પ્રસંગે મહોત્સવ કરવામાં આવ્યો. એ પ્રમાણે સં. ૧૯૮૫ નું ચોમાસુ અમદાવાદમાં પૂર્ણ થયું.

ત્યાંથી વિહાર કરી શ્રી કેશરીયાનાથજીની યાત્રાએ ગયા આ પવિત્ર ધામમાં બાવળાવાળા શ્રી ધરમસીભાઇ તથા તેમના ધર્મપત્નીએ સજોડે દીક્ષા લેવાની અભિલાષા વ્યક્ત કરતાં તેમના ચારિત્રના શુદ્ધ ભાવ જોઇ તીર્થમાં હાજર રહેલ સંઘ સમક્ષ તેઓને ભાગવતી દીક્ષા આપવામાં આવી. અનુક્રમે નામ મુનિ **ભક્તિવિજયજી** તથા

સાધ્વીશ્રી મંગળશ્રી રાખવામાં આવ્યા. અમદાવાદ લુહારની પોળવાળાઓને ઉજમણાનો મહોત્સવ કરવાનો હતો તેથી તથા શ્રીવિરવિજયજીના ઉપાશ્રયવાળાઓને પન્યાસ શ્રી ગુલાબવિજયજીના કાળધર્મ પામ્યા નિમિત્તે મહોત્સવ કરવાનો હતો તે બન્ને તરફથી અગ્રેસરોની વીનંતી થતાં અમદાવાદ પધારી બન્ને સ્થાને મહોત્સવો કરાવ્યા. ત્યાંથી વિહાર કરી કપડવંજ ગયા. અને ચોમાસાની સ્થિરતા ત્યાં કરી. ચોમાસા દરમ્યાનમાં દરરોજ નિયમિત વ્યાખ્યાન વંચાતું હતું. તેમાં જૈન તથા જૈનેતરો સારી સંખ્યામાં આવતાં હતાં. પર્યુષણ પર્વમાં તપસ્યા તથા મહોત્સવો થયા હતા. કારતક વદી ૫ ના રોજ મુનિ મોતીવિજયજીને તથા મુનિ મુક્તિવિજયજી તથા મુનિ શ્રીલોકવિજયજીને ભગવતી સૂત્રના જોગમાં પેસાર્યા હતા. કારતક વદ ૮ ના શુભ રોજે મુનિ મોતીવિજયજીને તથા મુનિ મુક્તિવિજયજી તથા મુનિ કલ્યાણવિજયજીને ગણીપદ આપવામાં આવ્યું. તથા મુનિ મુક્તિવિજયજી મુનિ મોતીવિજયજી મુનિ ઉદયવિજયજી મુનિ શ્રીલોકવિજયજી તથા મુનિ કલ્યાણવિજયજીને પંન્યાસ પદવી આપવામાં આવી. આ શુભ પ્રસંગ ઉપર શ્રી સંઘ તરફથી અઠ્ઠાઈ મહોત્સવ શાંતિસ્નાત્ર તથા નવકારશી વીગેરે થયેલ. બહાર ગામથી દર્શનાર્થે લગભગ દોઢ હજાર શ્રાવક શ્રાવિકાઓ આવેલ તે સર્વનું શ્રી સંઘ તરફથી સ્વાગત થયેલ. આ શુભ પ્રસંગના દિવસે મુનિ સુંદરવિજયજીને વડી દીક્ષા દેવામાં આવી હતી. એ પ્રમાણે સં. ૧૯૮૬ નુ ચોમાસું કપડવંજમાં પૂર્ણ કર્યું.

ચોમાસું પૂર્ણ થયા બાદ વિહાર કરી અમદાવાદ ગયા અને ત્યાંથી મારવાડમાં જવા માટે વિહાર કર્યો ત્યાંથી શીરોહી ગયા. ત્યાં મુનિ શંભુવિજયજી, મુનિ દેવેંદ્રવિજયજી તથા મુનિ જીવવિજયજીને દીક્ષા આપી ત્યાંથી વિહાર કરી જાવાલ ગયા અને ચોમાસાની સ્થિરતા ત્યાં કરી. ચોમાસામાં મુનિ મહેન્દ્રવિજયજી મુનિ મંગલવિજયજી મુનિ મનોહરવિજયજી તથા મુનિ સંપતવિજયજીને ભગવતી સૂત્રનાં યોગમાં પેસાર્યા. ચોમાસામાં વ્યાખ્યાન દ્વારા જીર્ણોદ્ધાર

તથા જ્ઞાનના ફેલાવા માટે ખાસ ઉપદેશ દેવામાં આવતો. આની સંઘ ઉપર ઘણી જ સુંદર અસર થઇ. જેના પરિણામે રૂા. ૧૦૪૦૦ શ્રી ગિરનાર જીર્ણોદ્ધારમાં સંઘ તરફથી અપાયા અને એકજ ગૃહસ્થ તરફથી રૂા. ૪૦૦૦) શ્રી કુંભારીયાજીના જીર્ણોદ્ધારમાં અપાયા. કારતક વદ ૫ ના શુભ દિવસે, મુનિ **મહેન્દ્રવિમલજીને** પન્યાસ પદવી આપી તથા મુનિ **મંગળવિજયજી**, મુનિ **મનોહર વિજયજી** તથા મુનિ **સંપતવિજયજીને** ગણી પદવી આપવામાં આવી હતી. આ શુભ પ્રસંગ નિમિત્તે શ્રી સંઘે મહોત્સવ તથા નવકારશી વિગેરે કર્યા. એ રીતે સં: ૧૯૮૭ નું ચોમાસું જાવાલમાં પૂર્ણ કર્યુ.

ચોમાસા બાદ વિહાર કરી પંચ તીર્થોની યાત્રા કરી પાલી, કાપરડા થઇ જોધપુર ગયા ત્યાં ફલોધીવાળા જીવરાજ અગરચંદજીને જેસલમેરનો સંઘ કાઢવાનો હતો તેથી તેની વીનંતીથી ફલોધી ગયા અને ત્યાંથી સંઘની સાથે વિહાર કરી જેસલમેર ગયા. સંઘમાં બે હજાર યાત્રાળુની સંખ્યા હતી. યાત્રા પુરી થયા બાદ વિહાર કરી ફલોધી ગયા. આ ગામે કલેશના બીજ રોપાયાં હતાં તે દૂર કરવા વ્યાખ્યાનમાં દૃષ્ટાંતાદિકથી ઉપદેશ ચાલુ રાખ્યો. આથી દરેક શ્રાવકને બોધ થવાથી સંઘનો કલેશ દૂર થયો અને શુભ સુલેહસંપ થયો. ચોમાસાની સ્થિરતા ત્યાં કરી જેઠ સુદ ૬ ના રોજ પન્યાસ હરખ-વિજયજી મહારાજને આચાર્ય પદવી આપી શ્રી વિજયહર્ષસૂરિ એ નામ રાખવામાં આવ્યું. આ વખતે શેઠ કીશનલાલજીએ મહોત્સવ કર્યો. તથા શેઠ સંપતલાલજી ગુલેચ્છા તરફથી મહોત્સવ તથા શાંતિ સ્નાત્ર થયાં હતાં. ચોમાસામાં પર્વના દિવસે વરઘોડા કાઢવામાં આવ્યા હતા. તેની સાથે સ્વામી વાત્સલ્ય અને મહોત્સવો થયાં હતાં. સ્થાનકવાસી, તેરાપંથી, ખરતર ગચ્છી, લોંકાગચ્છી તપાગ-ચ્છી વીગેરે તમામ ગચ્છવાળાઓએ એ મહોત્સવમાં ઉત્સાહ-પૂર્વક ભાગ લીધો હતો અને ધર્મકાર્યમાં દરેક ગચ્છવાળાઓએ સારી રીતે દ્રવ્ય ખર્ચી લાભ લીધો હતો. તેમજ ધર્મક્ષેત્રોમાં સારી

ઉપજ થઇ હતી. મહારાજશ્રીના ઉપદેશથી શેઠ કીશનલાલ સંપતલાલજી તરફથી મોટી ધર્મશાળા ( વ્યાખ્યાન હોલ ) તેમજ દેરાસર કરાવવામાં આવ્યું હતું, તથા ઉપધાન પણ થયા હતા, એ પ્રમાણે સં. ૧૯૮૮ નું ચોમાસું ફ્લોધીમાં પૂર્ણ કર્યું.

ચોમાસા બાદ ત્યાંથી વિહાર કરી બીકાનેર મેડતા, સોજત, પાલી અને તખ્તગઢ ગયા. તખ્તગઢમાં સંઘની અંદર કલેશ ખૂબ હતો. અને તેથી દેરાસરની પેઢીયે તાળાં દેવાયાં હતાં તેથી ઉપદેશ દેવાતાં ત્યાંનો કલેશ દૂર થયો. અનુક્રમે આબુ ગયા, અમદાવાદના આગેવાન શ્રાવકો આબુજીની યાત્રાએ આવેલા તેમણે વિનંતી કરવાથી ત્યાંથી વિહાર કરી મહારાજશ્રી અમદાવાદ ગયા અને ચોમાસાની સ્થિરતા ત્યાં કરી.વ્યાખ્યાનમાં નિયમિત જૈનોની મોટી સંખ્યા હાજર રહેતી હતી. રૂપા સુરચંદનીપોળ વાળા વાડીલાલ છગનલાલ તરફથી ઉપધાન રચનાના મહોત્સવમાં રૂા. ૧૪૦૦૦) નો વ્યય કરવામાં આવ્યો. એ રીતે સાં. ૧૯૮૯ નું ચોમાસું અમદાવાદ કર્યું.

ચોમાસા બાદ ભારતવર્ષના ચતુર્વિધ સંઘની સમ્મતિથી અમદાવાદમાં મુનિ સંમેલન ભરવાનું નક્કી થયેલ હોવાથી દૂર દૂરના પ્રદેશમાંથી લગભગ ત્રણસો જેટલા સાધુઓ રાજનગરમાં ભેગાં થયાં. અને એક માસની લંબાણ ચર્ચાના પરિણામે નવ આચાર્ય મહારાજની સમિતિએ દીર્ઘદષ્ટી વાપરી સિદ્ધાંતને બાદ ન આવે તેવા ઠરાવ રજુ કર્યા. જે સર્વાનુમતે પસાર થઇ ગયા. ત્યારબાદ મુંબઇના આગેવાનોની વીનંતી થતાં ચૈત્ર માસમાં વિહાર કરી લગભગ બે માસે મુંબઇ પહોંચ્યા અને ત્યાં શ્રી પાયધુની ઉપર આવેલ ગોડીજી પાર્શ્વનાથના મંદિરના ઉપાશ્રયમાં ચોમાસા માટે સ્થિરતા કરી અને વ્યાખ્યાન દ્વારા શ્રી ગિરનારજી જીર્ણોદ્ધાર ફંડને માટે જણાવતાં,ઉપદેશ આપતાં સારી રકમ તે ખાતે ભરાઇ છે. મહારાજશ્રીની સાથે પંદર સાધુઓ હતાં, જેઓ સર્વ વ્યાખ્યાન આપે તેવા હોઇ મુંબાઇમાં તથા પરા-

ઓમાં રહેલ, જેથી સર્વ સ્થળે ધર્મનો ઉદ્યોત સારો થયો છે. ચોમાસા દરમ્યાન પર્યુષણાદિકમાં વરઘોડા આદિમાં સર્વ સાધુઓની હાજરી હતી. ભિન્નતા જણાતી નહોતી. વળી કોટમાં દેરાસરજીની સવાસો વર્ષની વર્ષગાંઠને અંગે અઠ્ઠાઇ મહોત્સવ તથા શાંતિસ્નાત્ર પણ થયેલ ત્યાં પૂજ્ય આચાર્ય મહારાજ પધાર્યા હતા.

મનહર છંદ.

સૂરિજી વિજય નીતિ, પંચ ઇન્દ્રિયોને જીતી,
લગાવી ધર્મમાં પ્રીતિ, ચારિત્રને પાળતા.
પંચ મહાવ્રત ધારી, વળી બાળ બ્રહ્મચારી,
વચન વદી વિચારી, કર્મને પ્રજાળતા.
કુસંપને ટાળવામાં, સુસંપ વધારવામાં,
ભવ્યજીવ તારવામાં, સમયને ગાળતાં.
કહે સુર ઇંદુ નરો, નીતિ છે નીતિનો ઝરો,
ગર્વને મુક્તિને પરો, મદ આઠ બાળતા. (૧)
સગીર ઉમર માંહી, ગુરૂ વિના જ્ઞાન નહી,
મોહ સર્વ છોડી દઇ, જીંદગી ગુજારતા.
સંસાર જાણી અસાર, છોડી તેહ તણો પ્યાર,
નિજ હસ્તે નીરધાર, ચારિત્રને ધારતાં.
શાસન દીપાવનાર, ધર્મને ઉદ્ધારનાર,
ભાવ તરો આ સંસાર, મુખથી પોકારતા.
કહે સુર ઇંદુ નરો, નીતિ છે જ્ઞાનનો ઝરો,
ગર્વને મુક્તિને પરો, મદ આઠ બાળતા. (૨)

ॐ शान्तिः



श्रीहेमचन्द्रसूरिशिष्यश्रीवर्द्धमानगणिप्रणीतस्य
श्रीकुमारविहारप्रशस्त्यन्तर्गतकाव्यस्य

# अर्थानां सूचिः।

४७ राहुवर्णनम् (८) ग्रहः
४८ केतुवर्णनम् (९) ,,
४९ महेश्वरशिरश्चन्द्रवर्णनम्
५० महेश्वरहासवर्णनम्
५१ महेश्वरभस्मोद्धूलनवर्णनम्
५२ दानववर्णनम्
५३ नरवर्णनम्
५४ लक्ष्मीहन्तृवर्णनम्
५५ हेममयचन्द्रवर्णनम्
५६ याचकवर्णनम्
५७ निष्कामवर्णनम्
५८ धर्मवर्णनम् (१) पुरुषार्थः
५९ अर्थवर्णनम् (२) ,,
६० कामवर्णनम् (३) ,,
६१ मोक्षवर्णनम् (४) ,,
६२ मूर्तिमत्सरस्वतीवर्णनम्
६३ श्रीमद्वाग्वर्णनम्
६४ श्रीमदाज्ञावर्णनम्
६५ सुभटवर्णनम्
६६ मन्त्रवादिवर्णनम्
६७ पथिकवर्णनम्
६८ भक्षणशीलावर्णनम्
६९ सर्पिणीवर्णनम्
७० स्वैरिणीवर्णनम्
७१ पण्डितावर्णनम्
७२ सुभगवर्णनम्
७३ वात्स्यायनमहर्षिवर्णनम्
७४ मौक्तिकतापसवर्णनम्
७५ हरमौलिवर्णनम्
७६ गौरीस्तनतटवर्णनम्
७७ चन्द्रकरवर्णनम्
७८ चारित्रोद्भूतचित्तवर्णनम्
७९ उल्कावर्णनम्
८० आस्यवर्णनम्
८१ शुकवर्णनम्
८२ सर्पदृष्टिवर्णनम्
८३ कामिवर्णनम्
८४ कामिनीवर्णनम्
८५ सामन्तवर्णनम्
८६ मांसाहारिवर्णनम्
८७ दयालुवर्णनम्
८८ चरवर्णनम्
८९ रत्नपरीक्षकवर्णनम्
९० प्राङ्गणवर्णनम्
९१ मङ्गलकान्तिवर्णनम्
९२ निधिकलशवर्णनम्
९३ जलचरवर्णनम्
९४ देवाकृतिवर्णनम्
९५ वणिग्वर्णनम्
९६ जिनप्रतिमावर्णनम्
९७ अर्हद्भक्तवर्णनम्
९८ स्याद्वादवादिवर्णनम्
९९ पौरुषवर्णनम्
१०० विनायकवर्णनम्

१०१ गजवर्णनम्
१०२ गजाग्रेसरवर्णनम्
१०३ शालविवरवर्णनम्+
१०४ जिनसमवसरणवर्णनम्+
१०५ ज्ञानवर्णनम्+
१०६ दर्शनवर्णनम्+
१०७ चारित्रवर्णनम्+
१०८ यतिवर्णनम्+
१०९ वाग्भटमन्त्रिवर्णनम्
११० जैनसिद्धान्तवर्णनम्
१११ सिद्धगतिवर्णनम्
११२ वेश्यासक्तवर्णनम्
११३ जिनेश्वरवर्णनम्+
११४ जिनस्तुतिकर्तृवर्णनम्+
११५ ऋषभदेववर्णनम्
११६ भरतचक्रवर्तिवर्णनम्
११७ चरमजिनवर्णनम्+
११८ पार्श्वजिनवर्णनम्+



---

+ एतच्चिह्नाङ्कितानि व्याख्यानानि नोपलब्धानि ।

श्रीसोमप्रभसूरिसुत्रामसुन्नितस्य शतार्थकाव्यस्य

# अर्थानुक्रमणिका ।



| | | | |
|---|---|---|---|
| १ | श्रीयुगादिदेवः | (१) | तीर्थङ्करः |
| २ | श्रीअजितः | (२) | ,, |
| ३ | श्रीसम्भवः | (३) | ,, |
| ४ | श्रीअभिनन्दनः | (४) | ,, |
| ५ | श्रीसुमतिः | (५) | ,, |
| ६ | श्रीपद्मप्रभः | (६) | ,, |
| ७ | श्रीसुपार्श्वः | (७) | ,, |
| ८ | श्रीचन्द्रप्रभः | (८) | ,, |
| ९ | श्रीसुविधिः | (९) | ,, |
| १० | श्रीशीतलः | (१०) | ,, |
| ११ | श्रीश्रेयान् | (११) | ,, |
| १२ | श्रीवासुपूज्यः | (१२) | ,, |
| १३ | श्रीविमलः | (१३) | ,, |
| १४ | श्रीअनन्तनाथः | (१४) | ,, |
| १५ | श्रीधर्मः | (१५) | ,, |
| १६ | श्रीशान्तिः | (१६) | ,, |
| १७ | श्रीकुन्थुनाथः | (१७) | ,, |
| १८ | श्रीअरनाथः | (१८) | ,, |
| १९ | श्रीमल्लिनाथः | (१९) | ,, |
| २० | श्रीमुनिसुव्रतः | (२०) | ,, |
| २१ | श्रीनमिनाथः | (२१) | ,, |
| २२ | श्रीअरिष्टनेमिः | (२२) | ,, |
| २३ | श्रीपार्श्वनाथः | (२३) | ,, |
| २४ | श्रीमहावीरस्वामी | (२४) | ,, |
| २५ | [1]श्रीपुण्डरीकः | (२) | परमेष्ठी |
| २६ | श्रीआचार्यः | (३) | ,, |
| २७ | श्रीउपाध्यायः | (४) | ,, |
| २८ | श्रीमुनिः | (५) | ,, |
| २९ | श्रीपुण्डरीकः[2] | | |
| ३० | श्रीगौतमः+ | | |
| ३१ | श्रीसुधर्मा+ | | |
| ३२ | अहिंसा+ | (१) | महाव्रतम् |
| ३३ | सत्यम् | (२) | ,, |
| ३४ | अस्तेयम् | (३) | ,, |
| ३५ | ब्रह्मचर्यम् | (४) | ,, |
| ३६ | आकिञ्चन्यम् | (५) | ,, |
| ३७ | परमागमः | | |
| ३८ | सरस्वती | | |
| ३९ | धर्मः | (१) | पुरुषार्थः। |
| ४० | अर्थः | (२) | ,, |
| ४१ | कामः | (३) | ,, |
| ४२ | मोक्षः | (४) | ,, |
| ४३ | ब्रह्मा | | |
| ४४ | नारदः | | |
| ४५ | वेदः | | |
| ४६ | विष्णुः | | |
| ४७ | बलभद्रः | | |
| ४८ | श्रीः | | |
| ४९ | प्रद्युम्नः | | |
| ५० | चक्रम् | | |

१ सिद्ध इति सूचयति कर्ता ।

२ पूर्वं गतः पञ्चविंशतितमेऽर्थः । + विशीर्णा एतेषां त्रयोणामर्थाः ।

५१ पाञ्चजन्यः
५२ शिवः
५३ गौरी
५४ स्कन्दः
५५ हेरम्बः
५६ कैलासः
५७ सूरः (१) ग्रहः
५८ चन्द्रः (२) ,,
५९ वक्रः (३) ,,
६० सौम्यः (४) ,,
६१ धिषणः (५) ,,
६२ काव्यः (६) ,,
६३ शनिः (७) ,,
६४ विधुन्तुदः (८) ,,
६५ केतुः (९) ,,
६६ शक्रः (१) दिक्पालः
६७ ज्वलनः (२) ,,
६८ कृतान्तः (३) ,,
६९ यातुधानः (४) ,,
७० वरुणः (५) ,,
७१ पवनः (६) ,,
७२ वैश्रमणः (७) ,,
७३ ईशानः[१] (८) ,,
७४ जयन्तः (९) ,,
७५ पयोदः (१०) ,,
७६ रूप्यम्
७७ कनकम्
७८ समुद्रः
७९ पञ्चाननः
८० तुरङ्गः
८१ सिन्धुरः
८२ पद्मम्
८३ सर्पः
८४ शुकः
८५ अरण्यम्
८६ शरः
८७ चापम्
८८ वैद्यः
८९ पाणिनिः
९० कान्तामहः
९१ श्रीसिद्धसेनदिवाकरः
९२ श्रीहरिभद्राचार्यः
९३ श्रीदेवसूरिः
९४ श्रीहेमचन्द्रसूरिः
९५ श्रीजयसिंहदेवः
९६ श्रीकुमारपालदेवः
९७ श्रीअजयदेवः
९८ श्रीमूलराजः
९९ श्रीसिद्धराजः
१०० श्रीअजितदेवसूरिः
१०१ श्रीविजयसिंहसूरिः
१०२. शतार्थवृत्तकर्तुः श्रीसोमप्रभसूरेः पद्यमयी स्तुतिः (शिष्यकृता)।
१०३ तः १०६ तमेऽर्थे छन्दोविज्ञानं दर्शितमस्ति।

---

१ पूर्वं गतो द्विपञ्चाशत्तमेऽर्थे ।

# " અધિષ્ઠાયકાષ્ટક "



શ્રીયુત્ રવિશંકર રાવળ, શ્રીયુત ધુરંધર, શ્રીયુત્ નગરકર તથા જયંતિલાલ ઝવેરી વિગેરેની સુંદર કલમથી ચિતરાયેલાં—

(૧) પદ્માવતી (૨) ચક્રેશ્વરી (૩) સરસ્વતી (૪) શાંતિદેવી (૫) જ્વાલા માલિની (૬) પદ્માવતી અને પાર્શ્વપક્ષ (૭) બ્રહ્મશાંતિયક્ષ (૮) અંબિકા વિગેરે દેવ દેવીઓના ત્રિરંગી ચિત્રોવાળું રંગીન માઉન્ટ ઉપર ચોઢેલું સુંદર આલ્બમ.

કિંમત ફક્ત રૂા. ૨–૦–૦

મળવાનું ઠેકાણું:-

(૧) **સારાભાઈ મણિલાલ નવાબ,**
નાગજીભુદરની પોળ, **અમદાવાદ.**

(૨) **ગૂર્જર ગ્રન્થ રત્ન કાર્યાલય,**
ગાંધી રોડ, **અમદાવાદ.**

# પ્રસ્તાવના.

જૈનસાહિત્યમાં વ્યાકરણ, કાવ્ય, કોષ, અલંકાર, છંદઃ, જ્યોતિષ્, વૈદ્યક, ન્યાય, વિગેરે સાહિત્યના દરેક અંગને લગતા ગ્રંથો જેમ વિશાળ પ્રમાણમાં દષ્ટિગોચર થાય છે તેમ અનેકાર્થ ગ્રંથો પણ અનેક છે. આ ગ્રથોમાં જૈનાચાર્યોની વ્યાકરણ–કોશાદિની નિપુણતા અને વિવિધ વિષયોને જુદી જુદી પદ્ધતિએ રજુ કરવાની કુશળતા નજરે પડે છે. મને તો મારા અભ્યાસ ઉપરથી જણાય છે કે આ ગ્રંથો મોટા મોટા વિદ્વાનોના મસ્તકને ધૂણાવે અને અભિમાન છેટે મુકાવે એવા છે. ધનંજયાદિ કવિઓના દ્વયાશ્રયાદિ બેચાર કાવ્યોને અપવાદ રૂપે ગણીએ તો ઇતરદર્શનીય સાહિત્યમાં એવા ગ્રંથો ભાગ્યે જ ઉપલબ્ધ થશે. પરંતુ અફસોસની વાત છે કે જૈન વિદ્વાનોની બેદરકારી અને સાહિત્ય પ્રત્યેની અભિરૂચિના અભાવે ઇતર વિદ્વાનોને હજુ સુધી એ ગ્રંથોનો લાભ મળ્યો નથી. તેથી જ એતદ્દેશીય અને પાશ્ચાત્ય વિદ્વાનો કોઇ પણ ઠેકાણે અનેકાર્થ ગ્રંથોનો નામ સરખો પણ ઉલ્લેખ કરી શક્યા નથી.

શ્રેષ્ઠી દે. લા. પુ. ફં. તરફથી છપાતા अनेकार्थरत्नमंजूषा નામના ગ્રંથના પ્રુફો તપાસતી વખતે મારી નજરે પડેલા તથા જાણવામાં આવેલા કેટલાક અનેકાર્થગ્રંથોની ટુંકી નોંધ " જૈનોનું અનેકાર્થસાહિત્ય "ના હેડીંગવાળા લેખથી મ્હેં સને ૧૯૩૧ના સાંજ વર્તમાનના પટેટી અંકમાં પ્રસિદ્ધ કરાવી તે તરફ વિદ્વાનોનું લક્ષ્ય ખેંચ્યું હતું. અને સદ્ભાગ્યે તે જ अनेकार्थरत्नमंजूषा માં શ્રી સમયસુંદરગણિકૃત અષ્ટલક્ષાર્થી વિગેરે કેટલાક નાના મોટા અનેકાર્થ ગ્રંથો પ્રસિદ્ધ થઇ ચુક્યા છે. એ સંસ્થાના કામમાં કેટલાક અનિવાર્ય સંયોગોને લીધે મંદગતિ ન આવી હોત તો હજુ પણ બીજા ભાગ દ્વારા અન્ય અનેકાર્થ ગ્રંથોનું દર્શન કરવા જનતા ભાગ્યશાલી બની

**वर्द्धमान-[1]गुणचन्द्रगणिभ्यां साकमाकलितशास्त्ररहस्यैः॥**

આ શ્લોક ઉપરથી સં. ૧૧૪૧ સુધી એમનું અસ્તિત્વ સ્વીકારી શકાય છે.

**श्रीकुमारविहारप्रशस्तिकाव्य** સંપૂર્ણ કોઇ સ્થળેથી પ્રાપ્ત થાય અને તેની પ્રશસ્તિ વિગેરેમાંથી પોતે રચેલા અન્ય ગ્રંથો વિગેરેનો પરિચય હાથ લાગે તો એ જિજ્ઞાસા તૃપ્ત કરી શકાય, એ શિવાય કોઇ અન્ય માર્ગ નથી.

**श्रीसोमप्रभसूरिः—**

એ એક સુપ્રસિદ્ધ તેમ જ સુજ્ઞાત વિદ્વાન્ હતા. અને શ્રીમહાવીર પ્રભુથી ચાલતી આવતી મૂળ પાટપરંપરામાં ૪૦ મે પાટે વિરાજતા હતા. એઓ ગૃહસ્થાવસ્થામાં પ્રાગ્વાટ (પોરવાડ) જાતિના વૈશ્યવણિક્ હતા. પિતાનું નામ **સર્વદેવ** અને પિતામહનું નામ **જિનદેવ** હતું. કોઇક રાજાના મંત્રી હોઇ તે પોતાના સમયમાં બહુ પ્રતિષ્ઠિત પુરૂષ હતા.[2]

પ્રસ્તુત આચાર્યે કુમાર અવસ્થામાં જ જૈન દીક્ષા લઇ તીવ્ર બુદ્ધિના પ્રભાવે સમસ્ત શાસ્ત્રોનો તલસ્પર્શી અભ્યાસ કરી આચાર્ય પદવી પ્રાપ્ત કરી હતી. એમની તર્ક શાસ્ત્રમાં અદ્ભુત પટુતા, કાવ્યવિષયમાં ઘણી શીઘ્રતા અને વ્યાખ્યાન આપવામાં બહુ કુશળતા હતી. ઘણા ખરા વિદ્વાનો આ શતાર્થ કાવ્યને લીધે જ એમને **शातार्थिक** ઉપનામથી ઓળખાવે છે.[3]

---

श्रीहेमसूरिशिष्येण श्रीमन्महेन्द्रसूरिणा ।
भक्तिनिष्ठेन टीकेयं तन्नाम्नैव प्रतिष्ठिता ॥

—अनेकार्थकैरवाकरकौमुदी.

१ કવિશ્રીરામચંદ્રે રચેલી સ્વોપજ્ઞ द्रव्यालङ्कारवृत्ति અને नाट्यदर्पणवृत्तिમાં એમણે સાથ આપ્યો હતો.

૨ જુઓ આજ કાવ્યની અંતે આપેલી શિષ્યકૃતા સ્તુતિ.

૩ सोमप्रभो मुनिपतिर्विदितः शतार्थी.

—મુનિસુંદર સૂરિકૃત ગુર્વાવલી.

આ કાવ્યની વૃત્તિના પ્રારંભમાં ગુરૂપરંપરામાંથી માત્ર **અજીતદેવ** અને વિજયસિંહસૂરિનો ઉલ્લેખ કરે છે. પરંતુ એમણે રચેલા શ્રીસુમતિનાથચરિત્ર અને કુમારપાળપ્રતિબોધની પ્રશસ્તિ ઉપરથી તેમ જ અન્ય અન્ય વિદ્વાનોએ રચેલા ગ્રંથો ઉપરથી એમનું વંશ વૃક્ષ નીચે મુજબ ફલિત થાય છે.

**[ આ વંશવૃક્ષમાં આપેલા કેટલાક પંડિતોનો સંક્ષિપ્ત પરિચય.**

૧ મુનિચંદ્રસૂરિ–આ આચાર્ય બૃહદ્ (વડ) ગચ્છના સર્વદેવ સૂરિના શિષ્યો યશોભદ્ર અને નેમિચંદ્રના શિષ્ય થાય છે. એટલે પ્રાયઃ દીક્ષાગુરૂ શ્રી **યશોભદ્રસૂરિ** હશે જ્યારે શ્રી **નેમિચંદ્રસૂરિએ** એમને આચાર્ય પદવી આપી હશે. એમના વિદ્યાગુરૂ [1]**વિનયચંદ્ર** પાઠક હતા. એમના પિતાનું નામ ચિંતક શ્રેષ્ઠિ અને માતાનું નામ મહગ્વિયા (મહોંઘી) હતુ.જન્મસ્થળ દર્ભાવતી (ડભોઇ). એમણે કુમારપણે દીક્ષા લઇ, અખંડ બ્રહ્મચર્યનું પાલણ કર્યું હતું. એઓ પંડિત અને વાદી હોવા ઉપરાંત ઉગ્ર તપસ્યા અને યાવજજીવ સૌવીર (કાંજી) પીને જ રહેલા હોવાથી સૌવીરપાયી કહેવાયા. શ્રીહરિભદ્રસૂરિકૃત **अनेकान्तजयपताका-उपदेशपदादि** ગ્રંથોની પંજિકા-વૃત્તિ વિગેરે એમની [2]કૃતિઓ વિદ્વજ્જનોને આનંદ ઉપજાવે તેવી છે. એમણે આનંદસૂરિ વિગેરે કેટલાય પોતાના બંધુઓને દીક્ષા આપી આચાર્ય બનાવ્યા હતા. એમની આજ્ઞામાં ૫૦૦ શ્રમણો હતા. અનેક સાધ્વીઓ હતી. ગુજરાત, લાટદેશ, નાગપૂર આદિ સ્થળે એમણે વિહાર કર્યો હતો. પાટણમાં મુખ્યપણે રહ્યા હશે. ત્યાં જ વિ. સં. ૧૧૭૮ સ્વર્ગવાસ પામ્યા હતા.

---

ततः शातार्थिकः ख्यातः श्रीसोमप्रभसूरिराट् ।
—ગુણરત્નસૂરિકૃત ક્રિયારત્નસમુચ્ચય.

૧ સં. ૧૨૮૫ના અરસામાં પાર્શ્વનાથ ચરિત્રાદિ વિંશતિ પ્રબંધ, કવિશિક્ષા, મલ્લિનાથચરિત્ર ( સં. ૧૨૮૬ )ના કર્તા અને ઉદયસિંહે રચેલી ધર્મવિધિનું સંશોધન કરનાર વિનયચંદ્ર એ જ હશે કે કેમ? તે પ્રત જોયા સિવાય નિર્ણય થઈ શકે તેમ નથી.

૨ એમની કૃતિઓ માટે જુઓ જૈનસ્તોત્રસંદોહ ભાગ ૧. પ્રસ્તાવના પૃ.૧૮–૧૯.

૨ ચંદ્રપ્રભસૂરિ–પૂર્ણિમા પક્ષના સંસ્થાપક.

૩ અજીતદેવસૂરિ–સં. ૧૨૬૮માં યોગવિધિ બનાવનાર એ જ આચાર્ય છે કે ભિન્ન તે નિશ્ચય કરવાની જરૂર છે

૪ વાદિદેવસૂરિ–એમનો જન્મ વિ. સં. ૧૧૪૩માં ગુજરાતના મદાહૃત ગામમાં પ્રાગ્વાટ વણિક્ કુળમાં થયો હતો. એ નવ વર્ષની બાલ્યવયે સં. ૧૧૫૨માં ભરૂચમાં ઉપરોક્ત શ્રીમુનિચંદ્રસૂરિ પાસે દીક્ષા લઇ સં. ૧૧૭૪માં આચાર્યપદ પામ્યા હતા. એમને અનેક શિષ્યો હતા, તે પૈકી ઘણાખરાને સૂરિપદ આપી આચાર્યો કર્યા હતા. એમણે આઠ પરિચ્છેદમાં અને ૩૭૪ સૂત્રમાં प्रमाणनयतत्त्वालोक નામનો જૈન ન્યાયનો ગ્રંથ રચી તેના ઉપર સ્વોપજ્ઞટીકા નામે [1]સ્યાદ્વાદરત્નાકર ૮૪ હજાર શ્લોક પ્રમાણ રચી હરકોઇ અભ્યાસીને જૈન ન્યાય માટે તેમજ દાર્શનિક ખંડન મંડન માટે બીજે ક્યાંય ન જવાની સગવડ કરી આપી છે. આ આચાર્યે સં. ૧૧૮૧માં [2]અણહિલપુર પાટણમાં શ્રી જયસિંહ દેવની રાજસભામાં દિગંબરાચાર્ય કુમુદચંદ્રને વાદમાં જીતી પાટણમાં દિગંબરોનો પ્રવેશ અટકાવ્યો હતો. તથા સં. ૧૨૦૪માં ફલવર્ધિ (ફલોધી) ગામમાં ચૈત્ય અને બિંબની પ્રતિષ્ઠા કરાવી હતી તેમ જ આરાસણમાં શ્રીનેમનાથની પ્રતિષ્ઠા કરી હતી.

૫ આનંદસૂરિ–આ આચાર્ય શ્રી મુનિચંદ્રસૂરિની ગૃહસ્થાવસ્થામાં સગા થતા હતા.

૬ વિજયસિંહસૂરિ–આ આચાર્યના નામોલ્લેખવાળો વિ. સં.

---

૧ આ ગ્રંથનો કેટલોક ભાગ આર્હત પ્રભાકર કાર્યાલય (પુના)તરફથી ૭ વિભાગમાં પ્રગટ થયેલછે.

૨ चन्द्राश्वशिववर्षेऽत्र वैशाखे पूर्णिमादिने ।
आहूतौ वादिशालायां तौ वादिप्रतिवादिनौ ॥
—પ્રભાવકચરિત્ર,

૧૨૦૬નો એક શિલાલેખ આરાસણ તીર્થના જીનમંદિરમાં છે.[1] અને સં. ૧૧૪૩નો બીજા બે લેખ કોરટા ગામની બ્હાર આવેલા ઋષભદેવના મંદિરમાં મોટી બે પ્રતિમા ઉપર કોતરેલા નજરે પડે છે.[2] શ્રી ધર્મસાગર ઉપાધ્યાય પોતાની પટ્ટાવલીમાં બાલચંદ્ર વિરચિત વિવેક મંજરી વૃત્તિના સંશોધક તરીકે એમનો ઉલ્લેખ કરે છે પરંતુ તે નાગેંદ્રગચ્છીય વિજયસેનસૂરિ એમનાથી ભિન્ન છે.[3]

૭ હેમચંદ્રસૂરિ—એમણે **नाभेयनेमिद्विसन्धान** એટલે ઋષભદેવ અને નેમનાથ એ બન્નેને લાગુ પડતું મહાકાવ્ય (પાટણ ભં., કાં. વડો. ૧૪૧) બનાવ્યું હતું, તેનું સંશોધન કવિચક્રવર્તિ શ્રીપાલકવિએ કર્યું હતું.

૮ પદ્મચંદ્રસૂરિ—આ આચાર્યે પ્રતિષ્ઠિત કરેલી બે પ્રતિમાઓ ગોડવાડ પ્રાંતમાં આવેલા નાડોલ ગામમાં પદ્મપ્રભુના મંદિરના ગૂઢ મંડપમાં કાયોત્સર્ગસ્થ છે. તેમના ઉપર કોતરેલા લેખમાં એમના નામ પાછળ 'પાણિનીય' વિશેષણ લગાડવામાં આવ્યો છે તેથી તેઓ પાણિનીરચિત વ્યાકરણ શાસ્ત્રના મ્હોટા અભ્યાસી હશે એમ કલ્પી શકાય છે. (જુઓ જિન વિ. પ્રાચી. જૈ. લે. સં. ભા ૨, ૩૬૫–૩૬૬ લે.)

૯—ભદ્રેશ્વરસૂરિ—આ સૂરિવરે પોતાના ગુરૂશ્રી વાદિદેવસૂરિને સ્યાદ્વાદ રત્નાકર ગ્રંથ રચવામાં સારી મદદ (સહાય) આપી હતી. તથા સં. ૧૨૨૬માં તેમના સ્વર્ગવાસ પછી એજ તેમના ગાદી વારસ બન્યા હતા. અને શાંતિનાથમહાકાવ્યના પ્રણેતા મુનિભદ્રસૂરિ પણ એમના જ સંતાનીય હતા.

૧૦ રત્નપ્રભસૂરિ—એમણે રચેલો રત્નાકર અવતારિકા નામનો

---

૧ જુઓ જિનવિ. સંપાદિત પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. ૨, લેખાંક ૨૯૯.

૨ આ બન્ને લેખો માટે જુઓ જીનવિ.નું અવલોકન પૃ. ૨૬૪, લેખાંક ૩૭૫–૩૭૬.

૩ જુઓ છપાયેલ આવૃત્તિ.

તર્ક ગ્રંથ પ્રસિદ્ધ છે કે જેમાં બૌદ્ધતાર્કિકો અર્ચટ અને ધર્મોત્તરનો ઉલ્લેખ છે. એ શિવાય સં. ૧૨૩૬માં પ્રાકૃતમાં નેમિનાથ ચરિત્ર (જેશ. પ્ર. ૪૬) અને સં. ૧૨૩૮માં ભૃગુપુર (ભરૂચ)માં અશ્વાવબોધ તીર્થમાં ધર્મદાસગણિ કૃત ઉપદેશમાળા ઉપર વૃત્તિ (દોઘટ્ટી રચી કે જે ભદ્રેશ્વરસૂરિ આદિએ સંશોધી હતી.

૧૧ ગુણચંદ્ર-એમણે લઘુ પરંતુ અત્યંત ઉપયોગી હૈમવિભ્રમ નામક વ્યાકરણ ગ્રંથ રચ્યો છે.

૧૨ પૂર્ણદેવ અને રામચંદ્ર—જાવાલપુર (જાલોર) પાસેના સુવર્ણ-ગિરિનજીકના એક જિનમંદિરમાં રહેલા શિલાલેખમાં આ પૂર્ણદેવ અને રામચંદ્ર નામના ગુરૂશિષ્યનો ઉલ્લેખ થયેલો છે.

૧૩ મહેશ્વરસૂરિ—આ મહાત્માએ પાક્ષિકસપ્તતિકા ઉપર સુખ-પ્રબોધિની નામની વૃત્તિ રચી હતી કે જેમાં વજ્રસેન ગણિએ સહાય કરી હતી. ( કાં. વડા. નં. ૧૦ )

૧૪ પ્રદ્યુમ્નસૂરિ—પોતાના પિતા ક્ષેમંકરના પ્રતિબોધ માટે એમણે **વાદસ્થલ** નામનો ગ્રંથ રચ્યો હતો, જેમાં આશાપલ્લીના ઉદયનવિહારમાં શ્વેતાંબર યતિથી પ્રતિષ્ઠિત થયેલાં જીનબિંબો પૂજનીય નથી એવો વાદ ખરતર જીનપતિસૂરિના મતાનુ-યાયિઓ કરતા હતા તેનું ખંડન છે. ( જેસ૦ પ્ર૦૨૭ ) તે ગ્રંથના સ્હામે ખ. જીનપતિસૂરિએ વિધિપ્રબોધવાદસ્થળ નામનો ગ્રંથ રચી પોતાના મતનું પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો હતો.

૧૫ મુનિદેવ—એમણે શાંતિનાથ ચરિત્ર બનાવેલ છે, તેમાં શ્રી હેમાચાર્યના ગુરૂ દેવચંદ્રસૂરિકૃત બૃહત્ પ્રાકૃત શાંતિનાથચરિત્રને સંક્ષેપીને આ રચ્યું એમ કર્તાએ જણાવ્યું છે. તેની સં. ૧૩૩૮ ની પ્રત ખં. શાં. ભં. માં છે ( પી.૧–૬). અને કૃષ્ણર્ષિ શિષ્ય જયસિં-હસૂરિકૃત ધર્મોપદેશ માળા ઉપર વૃત્તિ રચી હતી, જે પ્રદ્યુમ્નસૂરિએ સંશોધીત હતી. અને સં. ૧૩૩૮ માં પ્રદ્યુમ્નસૂરિએ રચેલા પ્રવ્રજ્યા વિધાન મૂળશુદ્ધિપ્રકરણનો પ્રથમાદર્શ એમણે લખ્યો.

૧૬ પદ્મપ્રભ—નાગોરી તપાગચ્છીય પટ્ટાવલી પ્રમાણે એ શ્રી

વાદિદેવસૂરિના શિષ્ય છે. એમણે ભુવનદીપક નામનો જ્યોતિષ ગ્રંથ રચ્યો કે જેનું બીજું નામ ગ્રહભાવપ્રકાશ છે. આ ગ્રંથ ઉપર ૧૩૨૬ માં સિંહતિલકસૂરિએ વૃત્તિ રચી છે.

૧૭ જગચ્ચંદ્રસૂરિ–મુનિ સમુદાયને ક્રિયા શિથિલ જોઇને ગુરૂની આજ્ઞાથી એમણે ચિત્રાવાલીય ગચ્છના યશોભદ્રોપાધ્યાયની મદદથી ક્રિયોદ્ધાર કર્યો ત્યારબાદ ક્રિયામાં ઉગ્રતા જોવાથી 'જગચ્ચંદ્રસૂરિ હીરલા' આ પ્રમાણે પ્રસિદ્ધિમાં આવ્યા. અને યાવજજીવ આચામ્લ તપનો અભિગ્રહ સ્વીકારી ૧૨ વર્ષે તપા બિરૂદ મેળવ્યું હતું.

૧૮ પરમાનંદ–એમણે કાવ્યપ્રકાશ ઉપર ખંડન મંડન ટિપ્પન રચ્યું છે. ( કેશરવિજય ભં૦ વઢવ.ણ ).

૧૯ વિદ્યાકર ગણિ.–શ્રી વિજયચંદ્રસૂરિ તેમજ વિદ્યા ગુરૂ શ્રી હરિભદ્રસૂરિની કૃપાથી એમણે હેમવ્યાકરણ વૃત્તિની દીપિકા ઉધ્ધરી. ( બે. સં. ભં. )

૨૦ મુનિભદ્ર–ઉપરોકત શ્રી મુનિદેવસૂરિકૃત શાંતિનાથચરિત્ર ઉપરથી એમણે સં. ૧૪૧૦ માં નવું શાંતિનાથચરિત્ર બનાવ્યું. (પ્ર. યશો. ગ્રં. )

૨૧ ધર્મચંદ્ર–આ મહાત્માના કહેવાથી સં. ૧૩૯૩ માં રત્નદેવ ગણિએ શ્વેતાંબર જયવલ્લભકૃત પ્રાકૃત વિજ્જાલય ( વિદ્યાલય. બુલ્હ. ૬. નં. ૭૪૪ ) પર ટીકા. (બુ. નં. ૪૨૦) રચી.

૨૨ જયમંગળ–મારવાડમાં આવેલા સુંધા નામ પર્વત ઉપર આવેલા ચાચિગ દેવની પ્રશસ્તિ એમની બનાવેલી છે.

૨૩ રામભદ્ર–પ્રબુદ્ધરોહિણીય નાટકના કર્તા.

૨૪ સોમચંદ્ર–વૃત્તરત્નાકર નામના છંદોગ્રંથ ઉપર સુબોધિની વૃત્તિ બનાવનાર.

ઉદયસૂરિ–આ આચાર્ય પણ વાદિદેવસૂરિના ગચ્છના છે. એમણે વસંતવિલાસના કર્તા બાલચંદ્રસૂરિને સારસ્વત મંત્ર આપ્યો હતો. ]

## શ્રી સોમપ્રભાચાર્યની કૃતિઓ.

**(૧) સુમતિનાથ ચરિત્ર.** આ ગ્રંથની રચના મહારાજા કુમારપાળના રાજ્ય અમલ દરમ્યાન થઈ હતી એવો ઉલ્લેખ કરેલો છે.

અને કુમારપાળનું રાજ્યારોહણ[1] સં. ૧૧૯૯માં થયેલ છે તેથી આચાર્યની આ પ્રથમ કૃતિ હોવી સંભવે છે. આ ચરિત્રમાં પંચમ તીર્થંકર સુમતિનાથનું ચરિત્ર અનેક પૌરાણિક કથા ગર્ભિત આપવામાં આવેલ છે. પ્રાકૃત ભાષામાં સાડા નવ હજાર શ્લોક પ્રમાણ આ ચરિત્ર પાટણના કેટલાક ભંડારોમાં જોવામાં આવે છે.

(૨) **સિન્દૂરપ્રકર** અથવા સૂક્તમુક્તાવલી. આ ગ્રંથનું પ્રથમ પદ્ય **सिन्दूरप्रकर** એવા વાક્યથી શરૂ થતુ હોવાથી તે સિન્દૂરપ્રકરના નામે તથા સોમપ્રભાચાર્ય કૃતિ હોઇ તેમાં એકંદર સો પદ્યોનો સંગ્રહ હોવાથી **सोमशतक** નામે પણ ઘણી વખત ઓળખાય છે. આ પ્રબંધ જૈન સમાજમાં ઘણો પ્રસિદ્ધ છે. દિગંબર અને શ્વેતાંબર સંપ્રદાયના અનેક સ્ત્રી પુરૂષોને કંઠસ્થ હોય છે. ભર્તૃહરિના નીતિશતકની શૈલીથી લખાયો છે અને અહિંસા સત્ય, અસ્તેય, શીલ, સાજન્ય આદિ વિષયો ઉપર સંક્ષિપ્ત પરંતુ હૃદયંગમ રીતે લખેલું છે. આમાંનાં કેટલાંક પદ્યો કુમારપાળપ્રતિબોધમાં તેમજ પ્રસ્તુત શતાર્થકાવ્યની વૃત્તિમાં પણ ગ્રથિત થએલાં નજરે પડે છે. આ ગ્રંથ બીજી કૃતિ તરીકે ઓળખાવી શકાય છે. આ ગ્રંથ ઉપર શ્રીચન્દ્રકીર્તિસૂરિના શિષ્ય હર્ષકીર્તિસૂરિએ સંસ્કૃતમાં વૃત્તિ રચી છે. કોઇ પંડિતે બાલાવબોધ પણ કરેલ છે અને સં. ૧૬૯૧માં બનારસીદાસે હિંદીભાષા કાવ્યમાં પણ રચેલ છે.

(૩) પ્રસ્તુત શતાર્થ કાવ્ય. આ કાવ્યની સ્વોપજ્ઞ વૃત્તિના અંતે શિષ્યકૃત સ્તુતિમાં ઉપરોક્ત બન્ને ગ્રંથોના નામો જણાવેલાં છે તેથી આ ગ્રંથ એમની ત્રીજી કૃતિ હોય એમ અનુમાન થાય છે. આ ગ્રંથમાં રચના સંવત્ નથી તથાપિ ઇ. સ. ૧૧૭૭થી ૧૧૭૯ની વચ્ચેનો સંભવે છે આ કાવ્યમાં જુદી જુદી રીતે એકજ કાવ્યના ૧૦૦ અર્થો

---

૧ द्वादशस्वथ वर्षाणां शतेषु विरतेषु च एकोनेषु महीनाथे सिद्धाधीशे दिवं गते ॥

प्रभावक चरित्र.

કરેલા હોવાથી વિદ્વાનો તરફથી એમને 'શતાર્થિક'નું ખાસ પાંડિ-ત્યસૂચક ઉપનામ પ્રાપ્ત થયું હતું.

(૪) કુમારપાલ પ્રતિબોધ અથવા જિનધર્મ પ્રતિબોધ. આ ગ્રંથ વિ. સં. ૧૨૪૧માં કુમારપાળના મૃત્યુપછી ૧૧મે વર્ષે રચાયેલો છે. આ ગ્રંથમાં શ્રી હેમચંદ્રાચાર્ય અને કુમાળપાળ સંબંધી જે હકીકતો આવે છે તે ખાસ વિશ્વસનીય ગણી શકાય. એમાં સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એ ત્રણે ભાષામાં અનેક કથાઓ આપેલી છે. તેથી આ ત્રણે ભાષા ઉપર સારો કાબૂ હોય એમ લાગે છે.

(૫) શૃંગારવૈરાગ્યતરંગિણી—આ નાના પણ ભાવવાહી ગ્રંથના પ્રણેતા પણ આ આચાર્યશ્રીજ છે.

કુમારપાલ પ્રતિબોધ તથા આ શતાર્થ કાવ્યની વૃત્તિમાં કેટલેક સ્થળે **यदवोचाम** એમ લખી પોતાનાં જ પદ્યો ટાંકે છે પરંતુ તે ઉપરોક્ત કોઇ ગ્રંથોમાં નજરે પડતા નથી તે ઉપરથી અન્ય પણ એમના રચેલા ગ્રંથો હોવા સંભવે છે.

શ્રી મુનિસુંદરસૂરિ ઉપદેશરત્નાકરમાં પ્રસંગોપાત જણાવે છે કે–

" तथा केचित् सम्यगागमभावगाहेन ज्ञानोपदेशाभ्यां समन्विताः, न तु चारित्रेण । यथा विज्ञथाद्यप्रश्रित—

दोस सयजालमूलं पुव्वरिसिविवज्जियं जईवंतं ।
अत्थं वहसि अणत्थं कीस अणत्थं तवं चरसि ॥

इति गाथा शततमार्थ व्याख्यावसर प्रतिबुद्ध–करभुद्रिकादित्यागि-शतार्थीति ख्यातिभृत् श्रीसोमप्रभसूरयः प्रमादावस्थायाम् "

–૯૧, તરંગ. ૧૪

પરંતુ આ હકીકત બિલકુલ વિશ્વસનીય નથી. કારણ કે दोससय० ગાથા ઉપર તો શ્રી ઉદયધર્મગણિએ સો અર્થો કરેલા છે. અને તે શતાર્થીની પ્રેસ કોપી અમોએ તૈયાર કરેલી છે. જો કોઈ પણ અનિ-વાર્ય વિઘ્ન ઉપસ્થિત ન થાય તો આ અનેકાર્થ સાહિત્ય સંગ્રહના બીજા વિભાગમાં તે પ્રગટ કરવા ઇચ્છા રાખીયે છીએ.

---

# આભારદર્શન.

વર્ધમાનગણિકૃત ષોડશોત્તરશતાર્થકાવ્યની પૂજ્યપાદ પ્રવર્તકજી શ્રી કાંતિવિજયજી મહારાજના ભંડારની એકજ પ્રત મળી હતી. તેના ત્રણ પાનામાં ઝીણામાં ઝીણા અક્ષરે લગભગ એક હજાર જેટલા શ્લોકોનો સમાવેશ હતો.

સોમપ્રભાચાર્યકૃત શતાર્થકાવ્યની બે આદર્શ પ્રતો મળી હતી.

(૧) જૈન પંડિત લાલચંદ ભગવાનદાસે વડોદરેથી મોકળાવેલી.

(૨) પ્રાતઃસ્મરણીય ગુરૂદેવશ્રી અમરવિજયજી મહારાજના ડભોઇના જ્ઞાનભંડારની.

આ પ્રમાણે આ ગ્રંથના સંશોધનાર્થે જે જે મહાત્માઓ તરફથી પ્રતિઓ મળી હતી, તે સર્વનો હૃદયપૂર્વક આભાર માનવામાં આવે છે. તેમજ પૂજ્યપાદ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના શિષ્યરત્ન શ્રી ચતુરવિજયજી મહારાજના વિદ્વાન્ શિષ્ય શ્રી પુણ્ય-વિજયજી મહારાજે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી અસલ હસ્તલિખિત પ્રાચીન પ્રતિ સાથે મેળવી પ્રથમ શતાર્થોના સાદ્યંત પ્રુફો તપાસી મોકલાવ્યા હતા તે બદલ તેમનો પણ સદાને માટે ઋણી છું.

આ ગ્રંથ છપાવવા માટે આર્થિક મદદ આચાર્ય શ્રીવિજયનીતિ-સૂરિજીના સદુપદેશથી અમદાવાદ પાડાપોળના રહેવાસી સ્વર્ગસ્થ શેઠ કાલીદાસ મલીચંદના ધર્મ પત્ની સદ્ગુણી બેન મંગુ તરફથી મળી છે, તે તેમનું કાર્ય અનુમોદનીય અને અન્ય સદ્ગૃહસ્થો એ અનુકરણીય છે.

આ ઉપર જણાવ્યા પ્રમાણે એકેક બબે પ્રતોના આધારે યથામતિ કાળજીપૂર્વક આ ગ્રંથોનું સંશોધન કર્યું છે છતાં પ્રમાદ-દોષથી, અને મુદ્રણદોષથી થએલી જે કંઇ સ્ખલનાઓ દૃષ્ટિગોચર થાય તે સર્વ સુધારી વાંચવા વિદ્વાનો પ્રત્યે પ્રાર્થના કરી વિરમું છું.

શીનોર.
તા. ૫-૧-૩૫

વિદ્વચ્ચરણરેણુ સમાન
દક્ષિણ વિહારી મુનિશ્રી અમરવિજયજી
મહારાજના શિષ્ય મુનિ ચતુરવિજયજી.

# શ્રી જૈન ચિત્રકલ્પદ્રુમ

## ગુજરાતભરની જૈનાશ્રિત ચિત્રકલાનો તાજેતરમાં બહાર પડનારો

અપૂર્વ ઐતિહાસિક સંગ્રહ

( વિ. સં. ૧૧૮૪ થી ૧૯૭૦ સુધી )

**આદિથી અંત સુધી કુમાર કાર્યાલયમાં જ તૈયાર થનારો
અતિ મૂલ્યવાન વિરલ અને અપૂર્વ કલાસંગ્રહ**

જેમાં મૂળની આબેહુબ પ્રતિકૃતિ દાખવતી ૩૩ પૂર્ણરંગી તથા
૪૦ એકરંગી ચિત્રપ્લેટો છે, અને તેમાં બધાં મળીને

**દોઢસો ઉપરાંત ચિત્રો સંઘરાયાં છે**

*

એ કલાસામગ્રી ઉપરાંત એ ચિત્રો ઉપર વિવેચન કરતા મનનીય લેખોઃ તેનાં ઉપલબ્ધ સ્થાનો, તેને લગતા ઈતિહાસ વગેરેની માહિતી આપતો લેખઃ તથા પ્રાચીન લેખનકલાની પદ્ધતિ અને તેનાં સાધનો, સોનેરી રૂપેરી રંગીન શાહીઓ વગેરેની બનાવટનાં રસાયણો આદિ હકીકતો પર પ્રકાશ પાડતો પૂજ્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી નો વિસ્તૃત અભ્યાસપૂર્ણ લેખ આ પુસ્તકના મહત્ત્વમાં ઉમેરો કરશે.

સુંદર છપાઇ આકર્ષક રૂપરંગ. પાકા પૂઠાની બાંધણી
સુંદર કેઇસમાં મૂકેલો ગ્રંથ

---

અમેરિકાની પેન્સિલવાનિયા યુનિવર્સિટીના સંસ્કૃતના પ્રોફેસર
તથા પેન્સિલવાનિયા મ્યુઝિયમ ઑફ આર્ટના હિંદી
ચિત્રકલા વિભાગના ક્યુરેટર
મિ. ડબલ્યુ. નૉર્મન બ્રાઉન
ના લખેલા આમુખ તથા પ્રખ્યાત કલાકાર શ્રીયુત રવિશંકર
રાવળની પ્રસ્તાવના સહિત

*

**પ્રાચ્યવિદ્યાશાસ્ત્ર, સાહિત્ય, ધર્મ, કલા બધી દૃષ્ટિએ મૂલ્ય-વાન અને આકર્ષક એવો આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં પહેલી જ વાર બહાર પડે છે. ગુજરાતી ચિત્રકલાના ઇતિ-હાસમાં તો આ ગ્રંથ ઘણો કિંમતી ફાળો આપશે. ગુજરાતી આવૃત્તિની માત્ર પાંચસો પ્રત જ છપાશે. સૌએ પોતાની નકલ તાકીદે મેળવી લેવી.**

કિંમત

અગાઉથી ગ્રાહક થનાર માટે રૂા. ૨૦–૦–૦
પાછળથી રૂા. ૨૫–૦–૦

અંગ્રેજી આવૃત્તિ

અગાઉથી ગ્રાહક થનારને રૂા. ૪૦ પાછળથી રૂા. ૫૦

**અગાઉથી ગ્રાહક થવાનાં સ્થળો**

અમદાવાદમાં: કુમાર કાર્યાલય, રાયપુર; ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ; ધી યંગમેન્સ જૈન સોસાએટી, પાંજરા પોળ; તથા સારાભાઈ મણિલાલ નવાબ, માંડવીની પોળમાં નાગજી ભૂધરની પોળ, એ ઉપરાંત, મુંબઈમાં તથા સુરતમાં: ધી યંગમેન્સ જૈન સોસાએટીની ઑફિસ; અને કલકત્તામાં: 'નવચેતન' ઑફિસ, ૧૦ પૉલૉક સ્ટ્રીટ, અથવા રમણલાલ અમૃતલાલ ઝવેરી પો. બૉ. નં. ૬૮૩૧.

## જૈન સાહિત્યનો મહાન અપૂર્વ ગ્રંથ

# પ્રાચીન સ્તોત્ર સંગ્રહ

ભાગ ૧ લો

સંગ્રાહક અને સંપાદક

પૂ. દક્ષિણવિહારી શ્રીઅમરવિજયજી મહારાજના વિદ્વાન શિષ્યરત્ન

**મુનિરાજશ્રી ચતુરવિજયજી**

લગભગ ૭૦૦ પાનાં, બોર્ડપટ્ટીનું પાકું બાઇન્ડિંગ, ઉપર કનુ દેસાઇનું દોરેલું સરસ્વતીનું રમણીય રેખાચિત્ર અને મનોહર બેરંગી છાપેલું રેપર—છતાં

## મૂલ્ય ફક્ત પાંચ રૂપિયા

૪૨ આચાર્યોના અપ્રસિદ્ધ અને ભાવમય સ્તોત્રોનો આ ગ્રંથમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. તથા તેઓનાં ઐતિહાસિક જીવન, તેઓની કૃતિઓનું દિગ્દર્શન, તેમનો જીવનકાલ વગેરે આધારો સાથે જણાવેલાં છે. આ ઉપરાંત બીજા આચાર્યોના ઇતિહાસ પણ છે. જૈન સાહિત્ય પ્રકાશનમાં આ ગ્રંથ નવી જ ભાત પાડે છે અને જૈન ઇતિહાસ ઉપર નવીન પ્રકાશ ફેંકે છે. પ્રો અભ્યંકર સાહેબે પ્રસ્તાવનારૂપ Forwoard પણ લખી છે.

**ત્રિરંગી અને એકરંગી ફોટાઓ**

તેમજ શ્રી પદ્માવતીદેવીની પ્રાચીન મૂર્તિનો ફોટો પણ આપ્યો છે.

---

# દુર્લભ યંત્રો અને વિધાનો

શ્રીભદ્રબાહુસ્વામી વિરચિત ઉપસર્ગહર સ્તોત્ર, એની લઘુવૃત્તિ
તેમજ એની આરાધનાનાં વિધાનો તથા યંત્રોના ફોટાઓ
આપવામાં આવ્યા છે. તથા શ્રીપદ્માવતીદેવીનું સ્તોત્ર
તથા વૃત્તિ દેવીના આરાધનની વિધિ સાથે
આપવામાં આવ્યું છે. આ ઉપરાંત
શ્રીકલિકુંડ પાર્શ્વનાથનું સ્તોત્ર
ખાસ ખર્ચ કરીને તૈયાર
કરાવેલા યંત્ર સાથે
આપ્યું છે.

આ સંગ્રહ તો અપૂર્વ છે અને તે મંત્રતંત્રના શોખીનોને પણ એટલો જ ઉપયોગી છે. જેના પર ફ્રાન્સના સુપ્રસિદ્ધ વિદ્વાન ડૉ. ગેરીનોટ, જર્મન દૃષ્ટિએ જૈનધર્મના લેખક હેલ્મુથ વોન ગ્લાઝેનાપ, ડૉ. શુબ્રિંગ (હામ્બુર્ગ) પ્રો. સ્ટાર્ન કોનો (નૉર્વે) બ્રિટિશ મ્યુઝિયમના પુસ્તક વિભાગના ડીરેક્ટર ડૉ. એલ.ડી. બારનેટ વગેરે સંખ્યાબંધ પાશ્ચિમાત્ય વિદ્વાનો તથા મૉડર્ન રીવ્યુ, મુંબઈ સમાચાર, વીરશાસન, દિગમ્બર જૈન વગેરે પત્રોએ સુંદર અભિપ્રાયો આપેલા છે.

પ્રકાશક

**સારાભાઈ મણિલાલ નવાબ**

સંચાલક

શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રંથાવલિ
માંડવીની પોળમાં નાગજી ભૂધરની પોળ. અમદાવાદ

# अनेकार्थसाहित्यसङ्ग्रहः ।

[ १ ]

ॐ

श्रीहेमचन्द्रसूरिशिष्य–श्रीवर्धमानगणिप्रणीतं

षोडशोत्तरशतार्थविभूषितं

## श्रीकुमारविहारप्रशस्त्यन्तर्गतं काव्यम् ।

श्रीहेमचन्द्रसूरिशिष्येण वर्द्धमानगणिना कुमारविहारप्रशस्तौ काव्येऽमुष्मिन् पूर्वं षडर्थे कृतेऽपि कौतुकात् षोडशोत्तरशतं व्याख्यानां चक्रे । तत्र प्रशस्तौ सप्ताशीतितमं वृत्तम् । तच्चेदम्—

गम्भीरः श्रुतिभिः सदाचरणतः प्राप्तप्रतिष्ठोदयः
सत्कान्तारचितप्रियो बहुगुणो यः साम्यमालम्बते ।
श्रीचौलुक्यनरेश्वरेण विबुधश्रीहेमचन्द्रेण च
श्रीमद्वाग्भटमन्त्रिणा च परिवादिन्या च मन्त्रेण च ॥

( कुमारविहारप्रशस्तौ श्लो. ८७ )

अत्र वृत्ते साक्षात् प्रतीयमानेभ्य उपमानेभ्यो व्यतिरिक्तानि यानि उपमानान्तराणि सम्भवन्ति तानि कथ्यन्ते—

अथ प्रणतनृपवर्णनम्—

'हे चौलुक्य !' चौलुक्यान्वयप्रभव ! केनापि विवक्षितेन 'नरे-

श्वरेण' नृपतिना साम्यमालम्बतेऽयं विहारः। अयमर्थः—त्वं चक्रवर्ती नृपतिस्तु एकराष्ट्राधिपतिः अस्ति, चक्रवर्त्ति-सामान्यनरेश्वरयोः सकल-भूमण्डलैकमण्डलाधिपत्यकृतो विशेषः। ततस्तेन समोऽयं विहारः। नृपतिः कीदृशः? 'गम्भीरः' गाम्भीर्यभाक्। काभिः? 'श्रुतिभिः' त्वदादेशश्रवणैः। न केवलं असौ नृपस्त्वदादेशश्रवणमात्रे वर्त्तते 'सदाचरणतः' शोभनाचारात् प्राप्तप्रतिष्ठः, 'दयः' दण्डप्रदः। 'सत्कान्तारचितप्रियः' सत्काः—सम्बन्धिनः अन्ताः—देशपर्यन्ताः तेषां आ—लक्ष्मीः तया रचितं प्रियं येन स तथा अयमर्थः—स्वदेशपर्यन्त-श्रीसमर्पणेनाऽपि विहितप्रियः। यद्वा सत्—शोभनं छत्राकारं यत् कं—मस्तकं तदन्तेन—पर्यन्तेन आरचितं प्रियं—प्रणत्यादिकं येन सः। यद्वा सतां—यूनां कान्ताः सत्कान्ताः—वारविलासिन्यः ताभिः उपायनी-कृताभिः रचितं प्रियं—आह्लादसुखं येन सः, अत एवासौ नृपतिः 'बहु-गुणः' तव पादपङ्कजाश्रयणेन प्रगुणमहिमा। यस्तु गुणरहितः स भवदनाश्रयणेन कान्तारमेव विशति। अयमर्थः—श्रीकुमारपालदेवप्रण-तनृपतिना साम्येनोक्तः। यस्तु तथा न प्रणतिशाली स तावद् भण्यते

॥ इति प्रणतनृपवर्णनम् ॥ १ ॥

**अथाऽप्रणतनृपवर्णनम्—**

हे चौलुक्य! 'नरेश्वरेण' (उक्त-)स्वरूपेण नृपतिना सह साम्यमा-लम्बतेऽसौ विहारः। नृपः 'गंभीरः' गमः अमद्गमेति गमेः 'युवर्णवृदृव-शरणगमृद्ग्रहः' (सिद्ध० ५–३–२८)इति भावेऽलि गमः, स्वपत्तन-त्यागेन क्वचित् पर्वतादौ गमनं, तं करोति आचष्टे वा स्वबान्धवानां—दारसुतसुहृदां इति 'णिज् बहुलं नाम्नः कृगादिषु' ( सिद्ध.

३–४–४२) इति णिचि 'अन्त्यस्वरादेः' (सिद्ध. ७–३–४३) इत्यन्तस्वरादिलोपे गमयतीति कर्त्तरि 'क्विप्' (सिद्ध. ५-१-१४८) इति क्विपि 'णेरनिटि' (सिद्ध. ४–३–८३) इति लोपे क्विपः 'अप्रयोगीत्' (सिद्ध. १–१–३७) इति अप्रयोगे गम्–गमनकर्ता, अप्रणतत्वात् श्रीकुमारपालनृपतेर्भीत्या स्वपत्तनं परित्यज्य अन्यत्र यातीत्यर्थः। 'भीरः' भिया राजते भीरः। अयमभिप्रायः–स्वयं प्रतिभयविह्वलत्वात् अन्येषामभिनयतः भयमुत्पादयन् भीप्रद इति व्यपदिश्यते। स तादृशः 'श्रुतिभिः' त्वत्प्रयाणश्रवणैः 'सदा' सर्वदा 'चरणतः' पादयुगलप्रसादात् प्राप्ता प्रतिष्ठा–अवस्थानं उदयपर्वते येन सः, अत एव सत्–शोभनं पुष्पफलादिभिर्यत् कान्तारं–अरण्यं तत्र चिताः–उपचिताः सुलभकन्दमूलफलाहारैः प्रियाः–कलत्राणि यस्य स एवंरूपक्रियः। अकारप्रश्लेपात् 'अबहुगुणः' निर्गुण इत्यर्थः। यदि तस्य गुणाः अभविष्यन् तदाऽसौ तव प्रणत्या एनं सुखिनमकरिष्यत्।

इत्यप्रणतनृपवर्णनम् ॥ २ ॥

अथ ब्रह्मवर्णनम्—

'हे नर!' चौलुक्यान्वयप्रभव!, अर्णोराजविजये दुर्जनैरपि श्लाघितेन पौरुषेण युक्त इति त्वमेव नरः, अपरे तु समराङ्गणे भटाः स्त्रीरूपा एवेत्यर्थः। ईशब्देन सकलजगज्जन्तूनामाकारोऽभिधीयते। तत्करणे ईश्वरेण सृष्टिकरणे प्रभुणा–ब्रह्मणा सह साम्यमालम्ब्यतेऽयं विहारः। ब्रह्मा कीदृशः? 'श्रुतिभिः' चतुर्मुखीविनिर्गतैर्वेदैर्गम्भीरः अलब्धमध्य इत्यर्थः। पुनः कीदृशः? 'प्राप्तप्रतिष्ठोदयः'। प्राप्ता प्रतिष्ठा-सर्वसुरज्येष्ठत्वेन माहात्म्यं येन स चासौ उदयश्च उत्–उद्गतं अयं–

अनुकूलं दैवं यस्य स तथा। कुतः स तादृशः? सदा—सर्वदा चरणेभ्यः ऋग्वेदादिप्रसिद्धचतुश्चरणेभ्यः। तथा सत्यौ—शीलवत्यौ ये कान्ते सावित्रीगायत्र्यौ ताभ्यां रचितं प्रियं—आह्लादसुखं यस्य सः 'सत्कान्तारचितप्रियः'। तथा 'बहुगुणः' बहवः—प्रचुराः गुणाः—गाम्भीर्यौदार्यादयो यस्य सः॥ इति ब्रह्मवर्णनम्॥ ३॥

अथ विष्णुवर्णनम्—

हे चौलुक्य! 'नरेश्वरेण' पङ्क्तिरथन्यायेन पुरुषोत्तमेन—वासुदेवेन सह साम्यमालम्बतेऽयं विहारः, यद्वा श्रीचौलुक्येषु एकनः!—एकपुरुष! सर्वजीवाभयदातृत्वेन ईः—श्रीः तस्या ईश्वरेण—श्रीपतिना वासुदेवेन सह साम्यमालम्बतेऽयं विहारः। कीदृशः पुरुषोत्तमः? 'गम्भीरः' काभिः? 'श्रुतिभिः' नाभिकमलकोटरावस्थितस्तुतिप्रवणब्रह्मवेदोद्गारैः। 'सदा च' सर्वकाले च। 'रणतः' सङ्ग्रामात् अनेकाक्षौहिणीक्षयरूपात् 'प्राप्तप्रतिष्ठः' स्थिरराज्यसमृद्धिः 'दयः' दानपरायणः। 'सत्कान्तारचितप्रियः' सत्कान्ताः—सत्यभामाप्रभृतयः शोभना भार्या द्वात्रिंशत्सहस्रसङ्ख्याः ताभिः विरचितप्रियः—निर्मिताह्लादसुखः, यद्वा तासां रचितं—निर्मितं प्रियं—एकरात्रावेव सुरतसम्भोगादिसुखं येन सः। ननु एकशरीरेण कथं तासां युगपत् सुरतसुखमुत्पादयितुमलमसौ? इत्याह—'बहुगुणः' बहुरूपधारी। गुणाः—सत्त्वरजस्तमोलक्षणाः तन्निष्पन्नरूपहेतुतया बहुगुणोऽभिधीयते॥

इति वासुदेववर्णनम्॥४॥

अथ महेश्वरवर्णनम्—

'हे श्रीचौलुक्यनर!' रुदतीमुक्तद्रव्यतया चौलुक्येषु एकपुरुष!

'ईश्वरेण' महेश्वरेण सह साम्यमालम्बतेऽयं विहारः। ईश्वरोऽपि द्विविधो रागी परमब्रह्ममयश्च। तत्र रागी तावद् भण्यते—'गम्भीरः' अलब्धमध्यः। कामिः? 'श्रुतिभिः' सानुरागपार्वतीचाटूक्तिश्रवणैः। 'सदा च' सदैव। 'रणतः' सङ्ग्रामात् 'प्राप्तप्रतिष्ठः' दानववधेन लब्धजयवाद इत्यर्थः। 'अदयः' दानवान् संहरन् निर्दयः। सत्कान्ता—पार्वती तया रचितं प्रियं—सुरतसुखजन्य आह्लादो यस्य सः। 'वहुगुणः' वहवः—प्रचुरीभूता गुणाः—सत्त्वरजस्तमोरूपा यस्य सः।

इति सरागेश्वरवर्णनम् ॥५॥

अधुना परमब्रह्ममय ईश्वर उच्यते—

'हे चौलुक्यनर!' अष्टादशदोषविप्रमुक्तमहेश्वरभक्तिकरणेन सर्वाङ्गपरिणतजिनधर्मप्रवणतया चौलुक्येषु अद्वितीयपुरुष!। कीदृशः परमब्रह्मय ईश्वरः? 'गम्भीरः' अलब्धमध्यः। 'श्रुतिभिः' कल्पे कल्पे तथातथावितथदेवप्रतिपादनैः सत्—शोभनं यत् आचरणं—धर्माचारः तेन प्राप्तप्रतिष्ठः—लब्धमाहात्म्यः उदयः—अणिमाद्यष्टविधैश्वर्यं यस्य सः। सतां—शिष्टानां कान्तानां—स्त्रीणां रचितं—जनितं प्रियं—स्वर्गापवर्गप्राप्त्या सुखं येन सः। 'अबहुगुणः' सत्त्वरजस्तमोरहितः। परमपुरुष इत्यर्थः। इति नीरागेश्वरवर्णनम् ॥ ६ ॥

---

१ अष्टादश दोषास्त्वमी—

अन्तराया दान (१) लाभ (२) वीर्य (३) भोगो (४) पभोगगाः (५)। हासो (६) रत्य (७) ऽरती (८) भीति (९) र्जुगुप्सा (१०) शोक (११) एवं च॥ कामो (१२) मिथ्यात्व (१३) मज्ञानं (१४) निद्रा (१५) चाविरति (१६) स्तथा। रागो (१७) द्वेष (१८) श्च नो दोषास्तेषामष्टादशाऽप्यमी॥ (अभि० चिन्ता०, का०१, श्लो० ७२–७३)

अथ धनपतिवर्णनम्—

तथा हे श्रीचौलुक्यनर ! चौलुक्येषु सकलत्रैलोक्यलक्ष्मीहृदयहारिसौन्दर्यसमचतुरस्ररूपवपुःसौभाग्यशालितया विशिष्टलक्षणपुंव्यञ्जनातिरिक्तप्राधान्यात् प्रकृष्टपुरुष ! 'ईश्वरेण' ई—लक्ष्मीस्तस्याः ईश्वरेण—धनपतिना सह साम्यमालम्बतेऽयं विहारः। ईश्वरः कीदृशः ?'गम्भीरः' अलब्धमध्यः। काभिः ? 'श्रुतिभिः' श्रवणैः, प्रयोजनं चेत् तदा शृणोति, प्रयोजनाभावे शृण्वन्नपि न शृणोतीत्यभिप्रायः। सतां—शिष्टानां आचरणं सदाचारः तस्मात् प्राप्ता प्रतिष्ठा—श्लाघारूपा उदयश्च—समृद्धिरूपो येन सः। सत्यः—शीलवत्यः याः कान्ताः—प्रियास्ताभी रचितप्रियः निष्ठितसन्ततिहेतुसुरतसन्तोषः। 'बहुगुणः' निर्गुणोऽपि बहुगुण इति गीयते। तथा चोक्तम्—

'यस्यार्थास्तस्य मित्राणि यस्यार्थास्तस्य बान्धवाः।
यस्यार्थाः स पुमांल्लोके यस्यार्थाः स च पण्डितः॥'

यद्वा बहुगुणत्वमित्थं भवति—ऐश्वर्यशालिनं गुणिन उपतिष्ठन्ते ते गुणिनां संसर्गेण गुणभाजो भवन्तीति धनवति बहुगुणत्वम्। सौभाग्यादिगुणोपेतो वा बहुगुणः। इति धनपतिवर्णनम्॥ ७॥

अथ धनदवर्णनम्—

तथा हे श्रीचौलुक्य ! नरेश्वरेण—नरवाहनेन, यद्वा हे चौलुक्यनर !' चौलुक्येषु पुरुषतिलकायमान ! 'ईश्वरेण' ई—श्रीः तस्या ईश्वरः धनपतिः—धनदः तेन सह साम्यमालम्बतेऽयं विहारः। कीदृशो धनदः ? गम्भीरः श्रुतिभिः—वेदैः, यतोऽसौ श्रीकण्ठसखः, श्रीकण्ठश्च विष्णुसहचरितः, ब्रह्मा च विष्णुनाभिस्थितः इति ब्रह्मोदीरिताभिर्ग-

म्भीरः। सह दा–दानेन वर्तते यत् तत् सदा–सदानं तच्च तदाचरणं च तस्मात् प्राप्तप्रतिष्ठः–लब्धमाहात्म्यः अत एव 'दयः' 'दय दानगतिहिंसादानेषु' इति दयतेः 'अच्' (सिद्ध ५–१–४९) इति कर्तर्यचि दयः–धनस्य दाता। सत्कान्ताभिः–शोभनान्तःपुरपुरन्ध्रीभिः रचितप्रियः–निर्मितसम्भोगसुखः 'बहुगुणः' सकलगुणगणमन्दिरम्।

इति धनदवर्णनम् ॥ ८ ॥

अथ क्षेत्रपालवर्णनम्—

हे चौलुक्यनः! सम्बोधनैकवचने रूपम्। पुनः सम्बोधनपदं 'हे ए!' काम!, अस्य–विष्णोः अपत्यं इः–कामः सुभगरूपत्वात्। हे सकलसिद्धकिन्नरविद्याधरसुन्दरीहृदयहारिरूपसम्पदपि परप्रमदाभिरस्पृष्टहृदयतया सकलचौलुक्यान्वयिभिः श्लाघ्यमूर्ते! 'श्वरेण' शुना राजते–शोभते राजृग्धातोः 'क्वचित्' (सिद्ध० ५–१–१७१) इति डे 'नाम्नो नोऽनहः' (सिद्ध० २–१–९१) इति नलोपे श्वरः–श्वानवाहनः क्षेत्रपालः तेन सार्द्धं साम्यमालम्बतेऽयं विहारः। कीदृशः क्षेत्रपालः? 'गम्भीरः' गमं करोति णिचि क्विपि णिग्लोपे च गम् इति भवति, स चासौ भीरश्च भियं राति–ददाति द्विपदभ्य इति भीरः, भियं ईरयति–कम्पयति प्रणतानामिति भीरः 'ईरण् क्षेपे' 'चुरादिभ्यो णिच्' (सिद्ध० ३–४–१७) इति णिचि 'कर्मणोऽण्' (सिद्ध० ५–१–७२) इति अणि 'णेरनिटि' (सिद्ध० ४–३–८३) इति णिज्लोपे सति सिद्धिः। 'श्रुतिभिः' आराधकजनपठितस्तोत्रश्रवणैरुपलक्षितः, आराधकैर्हि पठिताः स्तुतीः सम्यग् आकर्णयति स एवंविधः क्षेत्रपालः; दा–दानेन समीहितवितर-

णेन पालनेन वा साधकानां उपलक्षितः 'दांव्क् लवने' इत्यस्य धातोः प्रयोगे लवनेन वा शत्रूणां उपलक्षितः। चः विशेषणसमुच्चये। 'रणतः' सङ्ग्रामात् प्राप्तप्रतिष्ठः मुद्गल–रेपल–जोटिङ्गादिपु। 'दयः' दानपरायणः भक्तानाम्, 'अदयो वा' शत्रुपु निर्दयत्वात्। सत्–शोभनं यत् कं–मस्तकं तस्यान्तः–'स्वरूपप्रान्तयोरन्तः' ( शाश्वते श्लो. ३८१ ) इति उक्तेः अत्र अन्तशब्दः स्वरूपे, तत्र मस्तके आरचितं प्रियं–आत्मसन्तोषो येन सः, करकलितमुण्डदर्शनात् विनृत्यति हसति गायति च क्षेत्रपतिरिति। वहवो गुणाः स्वक्षेत्ररक्षणादयो यस्य सः।

इति क्षेत्रपालवर्णनम् ॥ ९ ॥

## अथ श्रीमदरतीर्थंकरवर्णनम् —

'हे श्रीचौलुक्यनः !' सम्बोधनं पूर्ववत्, अष्टोत्तरशताङ्गुलप्रमाणवपुर्विभवेन चौलुक्येषु परमपुरुष !, तथा ए–गिरिकुहरसदृश ! गिरिकुहरमपि त्रस्तजनशरणं भवति त्वमपि शरणागतजगज्जन्तुशरणकरणप्रवणतया तथारूपः 'श्वरेण' श्रुः पूजायामव्ययम्, पूजितं यथा भवति तथा अरनामा तीर्थंकरः तेन सह साम्यमालम्बतेऽयं विहारः। कीदृशः **श्रीमदरनाथः** ? 'गम्भीरः' स्वयम्भूरमणमकराकरादपि समधिकगाम्भीर्यः। 'श्रुतिभिः' कर्णैरुपलक्षितः।

**'चतुर्गात्रं चतुर्वक्त्रं चतुर्धा धर्मदेशकम्।**
**चतुर्गतिविनिर्मुक्तं नमामि जिनपुङ्गवम् ॥'**

इत्युक्तेः। 'सदा'–सर्वकालं 'चरणतः' क्षायिकचारित्रात् 'प्राप्तप्रतिष्ठः' परमपदे लब्धस्थितिः। 'दयः' दीक्षासमये सांवत्सरिकदानदाता।

सती-नित्या कान्तेव कान्ता कमनीया व सिद्धिः तया तस्या वा रचितप्रियः कृताभीष्टः। यद्वा सतां-सुरनराणां कान्तारचितानां-अरण्योपचितानां म्लेच्छश्वापदादीनां च प्रियः-वल्लभः, सकलसत्त्वसाधारणया वाचा तेषां प्रतिबोधकत्वाद् भगवतः। तदुक्तम्—

' देवा दैवीं नरा नारीं शवराश्चापि शावरीम्।
तिर्यञ्चोऽपि च तैरश्चीं मेनिरे भगवद्गिरम्॥ '

' बहुगुणः ' केवलिभिरेव परिच्छेद्यानन्तगुणत्वाद् भगवतः॥

इत्यरतीर्थकरवर्णनम्॥ १०॥

कृतयुगापरनामकशोभनारकवर्णनम्—

'हे श्रीचौलुक्यनः!' निस्तुषीकृतशरच्चन्द्रिकावदातावदातशतावतारितकृतयुगयुगप्रधानश्रीहेमचन्द्रसूरिचरणपङ्कजमधुकर! ' हे ए! ' कामानुरूप! ' श्वेरेण ' शुः-पूजावचनः, पूजितोऽसौ योऽरः-सुषमासुषमालक्षणः तीर्थकरोत्पत्तेर्वा तृतीयः सुषमदुःषमालक्षणः परतीर्थिकैः कृतकृतयुगनामा तेन पूजितारकेण सह साम्यमालम्बतेऽयं विहारः। कीदृशः पूजितारकः? ' गम्भीरः ' गमं करोति णिचि क्विपि णिग्लोपे गम्-गत्वरः विंशतिसागरोपमकोटाकोटिभिर्द्वादशाऽरस्य कालचक्रस्य गमनशीलत्वात् तदवयवस्तु एको गत्वर एव। ' भीरः ' भियं ईरयति-कम्पयति भीरः निर्भयजनोपेतत्वात् 'श्रुतिभिः' आगमश्रवणैः, आगमे प्रतिपादितत्वात् इत्यर्थः। सत्-शोभनं परस्पराविरोधेन यत् आचरणं-स्वकलत्रसन्तोषरूपं तस्मात् प्राप्ता प्रतिष्ठा उदयश्च यत्र सः, पूर्वोपार्जितपुण्यसम्भारेण तत्र युगलकजनस्य प्रतिष्ठा उदयश्च असाधारण इत्यर्थः। सत्यः-शीलवत्यः नित्या वा याः कान्ताः-कल-

त्राणि ताभिः ' रचितप्रियः ' निर्मितसम्भोगसुखः अत एव ' बहुगुणः ' विरहदुःखस्याऽसम्भवत्वात् ॥

इत्येकान्तसुषमावर्णनम् ॥ ११ ॥

**अथ विष्णुचक्रवर्णनम्—**

' हे श्रीचौलुक्यनः ! ' सम्बोधनं पूर्ववत् शरणागतवज्रपञ्जरतया प्रकृष्टपुरुष ! हे ए ! ' श्वरेण ' शोभनारकेण सुदर्शनेन विष्णुचक्रेण सह साम्यमालम्बतेऽयं विहारः । कीदृशः सुदर्शनः ? ' गम्भीरः ' गाम्भीर्यभाक् । काभिः ? ' श्रुतिभिः ' शत्रुप्रतिहतिसमयसमाश्रितवेगनिर्घोषश्रवणैः । 'सदा च' सर्वदा च ' रणतः ' सङ्ग्रामात् प्राप्तप्रतिष्ठः उत्–ऊर्ध्वं अयः–गमनं यस्य सः। सत्यः–शीलवत्यः शोभना वा याः कान्ताः-सत्यभामा-रुक्मिणीप्रभृतयो यस्य सः,स चासौ अश्च अः–विष्णुः तस्य रचितं प्रियं येन सः अत एव सर्वायुधेषु अयमेव बहुगुणः॥

इति विष्णुचक्रवर्णनम् ॥ १२ ॥

**अथायं विहारः कामसुतसदृश इति कथ्यते—**

हे श्रीचौलुक्यनर ! इः–कामः स ईश्वरः आत्मलाभे प्रभुर्यस्य अनेन अनिरुद्धेन सह साम्यमालम्बतेऽयं विहारः । यः कामसुतः स कीदृशः ? 'गम्' गमनकर्ता सकलजनचित्तेषु इति गम् । ' भीरः ' भियं ईरयति–कम्पयति भीरः । अत्रापि रूपसिद्धिः पूर्ववत् । कामसुतत्वेन निर्भयः । यदि वा 'गम्भीरः' गाम्भीर्यशाली । ' श्रुतिभिः ' प्रबलवीर्यतया सकललोकश्लाघाश्रवणैः ' सदा च ' सर्वदा च 'रणतः' समरसंरम्भात् ' प्राप्तप्रतिष्ठोदयः ' प्राप्तप्रतिष्ठोन्नतिः । सत्कान्ता–उषा

'कान्त!' कमनीय ।। 'आरवः !' आरं—अरिसमूहं वारयति क्विप् णिलोपः 'रो रे लुक् च' (सिद्ध० १-३-४८) 'रणसमान!' रणो—युद्धं तत्र समानः सदर्पः तं आचष्टे। णिच्, क्विप्, णिलोपश्च । यो यो युद्धाभिमानी भटस्तं तं सप्रसादमवादीत् इत्यर्थः। 'धर्मार्थ !' धर्मस्य अहिंसादेः अर्थो—निवृत्तिर्यस्मात् अहिंसां निषिध्य पापर्द्धिप्रवर्तनेन हिंसां चकार इत्यर्थः । 'कामद !' प्रणतप्रार्थितार्थप्रद !। 'महोदयवीरधीर !' महोदयाः—अभ्युदयवन्तः ये वीराः शाकम्भरीभूपसोमेश्वरप्रभृतयो विक्रान्तास्तेषां धियं ईरयति—कम्पयति निजनगरस्थस्याऽपि अस्य तैः करितुरगकाञ्चनमण्डपिकादिप्राभृतप्रेषणात् । 'सोमप्रभ !' सकीर्त्तिकान्ते !। 'अव' रक्ष । काः ? 'परमाः' परेषां मा—लक्ष्म्यः 'गमसिद्धसूरे !' 'सर्वे गत्यर्था ज्ञानार्थाः' इति गमो—ज्ञानं तेन सिद्धाः प्रभूतविभूतिप्राप्त्या ज्ञानवन्तः इति ख्यातिं गताः सूरयः—पण्डिता यस्मात् ॥ ९६ ॥

**अथ समूलोन्मूलितारातितरुमूलः श्रीमूलराजः—**

हे 'आद्यदेव !' आद्यशब्दो मूलपर्यायः देवशब्दो राजपर्यायश्चेति मूलराज !। 'अजय! ' न जीयते इत्यजयः। यदि वा 'अजयाद्य !' 'अजयः—अजयदेवः आद्यः पितृत्वेन प्रथमो यस्य। 'देव!' राजन् ! 'अव' रक्ष । कान् ? 'समान्' अविषमान् साधून् इत्यर्थः 'कल्याणसार !' सकलमङ्गलश्रेष्ठ !। 'सवितानहरे !' सवितानाः -विस्तारवन्तो हरयः—तुरङ्गमा यस्य । 'क्षमोह !' क्षमां—पृथिवीं स्वकीयां पालयितुं, परकीयां ग्राहयितुं ऊहते—वितर्कयति । 'कान्तारवारण!' कान्ताराः—चारुचङ्क्रमणाः वारणाः—करिणो यस्य। 'धर्मार्थकामद !'

त्रिवर्गपालक ! 'महोदय !' महान् उदयो यस्य । 'वीर !' विक्रान्त ! । 'धीर !' साहसिक ! । 'सोमप्रभाव !' प्रत्यहं कलोपचीयमानतया सोमस्येव—चन्द्रस्येव प्रभावो यस्य । 'परमागमसिद्धसूरे !' परेषां—शत्रूणां मा—लक्ष्मीस्तस्या गमे— व्यपगमे सिद्धसूरे ! मन्त्रसिद्धाचार्य ! ॥ १७ ॥

अथ सिद्धराजश्रीजयसिंहदेवस्य, परमार्हतश्रीकुमारपालदेवस्य, श्रीमदजयपालदेवस्य, श्रीमूलराजस्य च कलितसकलशास्त्रोपनिषदि पर्षदि प्राप्तप्रसिद्धिः कविराजश्रीश्रीपालकीर्तिलतालवालः **श्रीसिद्धपालः**—

हे 'सिद्ध !' सिद्धपाल !, भीमो—भीमसेन इति न्यायात् । 'कल्याणस !' 'कल्या कल्याणवाचि स्यात्' (हेम्य० २-३४९) इति पाठात् कल्याणीवाक्—संस्कृतादिषड्भाषानुगतकाव्यरूपेत्यर्थः । तस्याः आणः-भणनं स एव सा—श्रीर्यस्य । अत एव 'अरसवितानहर !' 'अरसास्तर्वाल्युर्व्यें' ( ) इत्यादिकविवचनात् । नीरसा ये कवयस्तेषां वितानं—अवसरस्तत् हरति, कल्याणीं वाचं वितन्वति सति सिद्धपाले नृपसदसि नीरसानां अन्येषां कवीनां नाऽवसर इत्यर्थः । 'ईक्षमोह !' ईक्षमा—लक्ष्मीसम्पादनसमर्था ऊहा-वितर्को यस्य, न केवलं कविः किन्तु लक्ष्मीसम्पादकव्यापारचिन्ताचतुरोऽपीत्यर्थः । 'कान्तारव !' कान्तः—कमनीय आरवः—शब्दो यस्य । 'अरण !' अकलह ! परनिन्दात्मप्रशंसादिदोषरहितत्वात् । 'समान' ! सकललोकपूज्य ! । जय त्वम् । 'आद्यदेव !' 'ज्ञातसर्वव्यवहार ! । 'धर्मार्थकामद !' त्रिवर्गपालक ! । 'महोदयवीर' । महोदयं

विशेषेण ईर्ते–गच्छति ।'धीर !'धिया–बुद्ध्या राजते,धियं वा ददाति । 'सोम !' सकीर्ते ! । 'प्रभाव !' प्रकृष्टाभिप्राय ! । 'परमागम !' परः–प्रकृष्टः मागमो–लक्ष्मीसमागतिर्यस्य । 'सूरे !' सकलशास्त्रविशारद ! अनेन विशेषणद्वयेन सिद्धपालस्य लोकोत्तरत्वमुक्तम् । सहवासविरुद्धयोरपि ब्राह्मीलक्ष्म्योरस्मिन् सहवासदर्शनात् ॥ १८ ॥

**अथानवद्यविद्यावैशारद्यमाद्यत्प्रतिवाद्यजितः श्रीअजितदेवसूरिः–**

हे 'जयाद्यदेव !' जयः–जयवाद आद्यः–प्रथमो यस्य । तथा हि–

"यः शब्दशास्त्रगणितागमभव्यकाव्य–
सत्तर्ककर्कशमतिप्रसरैः प्रबुद्धैः ।
भावारिभिः स्मरमदप्रमुखैर्बुभुक्षा–
मुख्यैः परीषहगणैश्च न जीयते स्म ॥"

सः, अर्थात् अजितः स चासौ मनोहराकारतया देवश्च । 'सूरे !' आचार्य ! । अजितदेवसूरे ! इत्यर्थः । 'कल्याणसारसवितानहरे !' कल्याणं–कनकं तस्य सारसं–कमलं तस्य वितानः–विस्तारस्तद्वत् हरे !–कपिशकान्ते ! सुवर्णवर्ण इत्यर्थः । 'क्षमोह !' क्षमः–प्रतिवादिविद्यामदच्छेदने समर्थः ऊहः– तर्को यस्य । 'कान्तारवारण !' कान्तः–कमनीयः आरः–चङ्क्रमणं तेन वारण इव–गजलीलागमन इत्यर्थः । 'समान !' सकललोकपूज्य ! । 'धर्मार्थक !' धर्ममेव अर्थं–वस्तु कायति–शब्दायते विच् धर्मार्थकाः तं धर्मार्थकम् । धर्मार्थिनमित्यर्थः । 'अव' रक्ष । रागाद्यन्तरङ्गरिपुध्वंसेन । 'अमदमहोदय !'

१ °एतस्मिन्° क ।

अमदः—अनुपशमः तं हन्ति अमदहा उदयो यस्य । 'वीरधीर !' अवनं—ऊः—सर्वरक्षा तस्यां ईरधीः—गमनबुद्धिस्तां राति—ददाति। 'सोमप्रभ!' आल्हादक !। 'परमागमसिद्ध !' जिनसिद्धान्तेन ख्यात !।

**अथ परमतमतङ्गजव्रजविजयसिंहः श्रीविजयसिंहसूरिः—**

हे 'हरे ! ' सिंह ! 'जयाद्य ! ' जयशब्दपूर्वक ! सिंह !। 'सवितान ! ' वेः—विशब्दात् तानः—विस्तारः, सह वितानेन वर्त्तते विजयसिंह इत्यर्थः । 'सूरे !' आचार्य ! । 'कल्य !' कलिकालेऽपि दुःकरक्रियाकलापकरणसज्ज !। 'आणसार ! ' आणः—शब्दस्तेन सार! सजलजलधरध्वानगम्भीरया गिरा देशनां करोतीत्यर्थः 'क्षमोह ! ' क्षमां—क्षान्ति ऊहते महापराधेऽपि न कुप्यतीत्यर्थः । 'कान्तारवारण ! ' कान्तासु—स्त्रीषु आरः—अभिगमः तं वारयति । स्वयं निरुपमब्रह्मचर्यपरः परेभ्यो ब्रह्मचर्यमुपदिशतीत्यर्थः । 'समान ! ' समस्तजनजनितपूज ! । 'देव' इति क्रिया । अस्पृष्टापवादभूमि नय, देववत् आचर । 'धर्मार्थ ! ' धर्महेतो ! । 'कामद ! ' स्मरखण्डक !। 'महोदयवीरधीर ! ' मोक्षगमनप्रगल्भ ! । 'सोम!' चारित्रिपु प्रथमप्रथितकीर्त्ते !। 'प्रभावपरम !' प्रभावः—परैरनभिभवनीयोऽनुभावस्तेन परम !—प्रकृष्ट !।'आगमसिद्ध ! ' स्वपरागमप्रख्यात ! ॥१००॥

इत्थं अर्थशतं श्रुत्वा समुल्लसितमतिप्रकर्षः कोऽपि शिष्यः शतार्थवृत्तस्यास्य कर्तारं स्वगुरुमनेनैव वृत्तेन स्तौति—

हे 'सोमप्रभ ! ' सूरे ! 'कल्याणसारसवितानहरे ! ' कल्या—विवक्षितार्थप्रतिपादनदक्षा आणाः—शब्दास्त एव सारसानि—पद्मानि

तेषां वितानो—विस्तारस्तत्र हरे!—सूर्य !, अनेन स्पष्टानेकार्थशब्दसन्दर्भं व्यधात् प्रभुरित्युक्तम् । ' अक्षमोहकान्तारवारणसमान ! ' अक्षो—ज्ञानं तत्र यो मोहः—स एव कान्तारं तद्भञ्जने वारणसमान ! —गजसम ! । अनेन यथार्थावबोधभ्रमनिवृत्तये शतार्थवृत्तस्य वृत्तिं प्रभुश्चकार इत्युक्तम् । जय त्वम् । ' आद्यदेव ! ' आद्य—एकत्रैव वृत्ते अर्थशताविर्भावनेन श्रेष्ठः देवः-चतुर्विंशत्यर्हदादिस्तुतिर्यस्मात् । ' धर्मार्थक ! ' धर्मार्थः—पुण्यहेतुः कः—आत्मा यस्य । ' अमद ! ' निरहङ्कार !। ' महोद !' महः—तेजः ददाति, सकलसङ्घस्य तेजःप्रद इत्यर्थः। 'यवीर!' इः—कामः अवीरः-अविक्रान्तो यस्य । ' धीर ! 'धियं राति, धिया वा राजते । ' आव-परम ! ' अवनं आवः समस्तसत्वरक्षा तेन परम!—प्रकृष्ट !। 'आगम-सिद्ध !' आगमेन—सिद्धान्तेन प्रसिद्ध ! ॥ १०१ ॥

स एव शिष्यः स्वकृतैः कवित्वैर्गुरोर्गरिम्णा जितकाञ्चनाद्रेः ।
गृहस्थभावान्वयकीर्त्तनेन व्यनक्ति भक्तिं पुनरुक्तमेताम् ॥ १ ॥

प्राग्वाटान्वयनीरराशिरजनीजानिर्जिनार्चापरः
सञ्जातो **'जिनदेव'** इत्यभिधया चूडामणिर्मन्त्रिणाम् ।
यस्यौदार्यविवेकविक्रमदयादाक्षिण्यपुण्यैर्गुणैः
साम्यं लब्धुमहर्निशं जगदपि क्लिश्यन् न विश्राम्यति ॥२॥

तस्यात्मजः सुजनमण्डलमौलिरत्न—
मुज्जृम्भितेन्द्रियजयोऽजनि ' सर्वदेवः ' ।
एकस्थसर्वगुणनिर्मितकौतुकेन
धात्रा कृतोऽयमिति यः प्रथितः पृथिव्याम् ॥ ३ ॥

सूनुस्तस्य प्रशमकमलादर्पणः पुण्यकामः
कौमारेऽपि स्मरमदजयी जैनदीक्षां प्रपन्नः ।
विश्वस्याऽपि श्रुतजलनिधेः पारमासाद्य जज्ञे
श्रीमान् 'सोमप्रभ' इति लसत्कीर्त्तिराचार्यवर्यः ॥ ४ ॥

यो गृह्णाति समुच्छ्रुतं वहति यस्तर्केऽद्भुतं पाटवं
काव्यं यस्त्वरितं करोति तनुते यः पावनीं देशनाम् ।
योऽबध्नात् सुमतेश्चरित्रमद्भुतं यः सूक्तिपङ्क्तिं परां
श्रीसोमप्रभसूरिरेष विशदं वृत्तं शतार्थं व्यधात् ॥ ५ ॥

अथास्य वृत्तस्य धेनुत्वमाह—

कल्याण ! कान्तार ! धर्मार्थ ! सोमप्र !

हे 'सोमप्र !' सोमं—जलं प्राति—पूरयति जलद इत्यर्थः । 'कल्याण !' कल्यः—पटुः आणः—गर्जितध्वनिर्यस्य । 'कान्तार!' कं—जलं तस्य अन्तः—मध्ये रः—वह्निः विद्युल्लक्षणो यस्य । 'धमार्थ !' धर्महेतो ! । जलदवृष्टेर्धान्यादिनिष्पत्त्या धर्मप्रवृत्तिहेतुत्वात् वर्तसे इति क्रिया । 'भ्रभ्यन्नस्तामकैकोऽप्यब्धिः, शङ्खः २, शुभ्रम् ३, दुग्धम् ४ इत्याहुः' ( हैमच्छन्दो० २-९ ) त इति लक्षणेन दुग्धं नामच्छन्दः ॥ १०२ ॥

सारस ! वारण ! कामद ! भा वप ।

हे 'वारण !' गज ! । सारा सा—श्रीर्यस्मात् । 'कामद !' वाञ्छितार्थप्रद ! । भाः—प्रभा वप—आरोपय, समरे शत्रून् जय इत्यर्थः ॥ शङ्खच्छन्दः ॥ १०३ ॥

**वितान समान ! महोद ! रमाग !**

वितानेन–यज्ञकर्मणा समान !–साहङ्कार ! याज्ञिक इत्यर्थः । 'महोद !' महः–तेजो दयते । 'रमाग !' रमां–श्रियं गच्छति ऋतुकर्मणे ईदृशस्त्वमसि इत्यर्थः । शुभ्रं वृत्तम् ॥ १०४ ॥

**हरेक्ष ! जयाद्य ! यवीरमसिद्ध !**

हरं–शङ्करं ईक्षते । 'जयाद्य !' जया–गौरी आद्या पूजावसरे-प्रथमा यस्य । अत एव 'यवीरमसिद्ध !' इः–कामः अवीरः–अः–सुभटो यस्य ईदृशो यः मः–महेश्वरः तेन देव इति प्रतिपन्नेन सिद्ध!–ख्यात ! महेश्वर इत्यर्थः इदमपि शुभ्रं वृत्तम् ॥ १०५ ॥

**मोहदेव ! धीर ! सूरे !**

हे 'सूरे !' आचार्य ॥ 'मोहदेव !' मोहं दीव्यति–जिगीषति । 'धीर !' धियं–धर्मबुद्धिं राति । 'वान्ते ग्वक्रः' (हैमच्छन्दो० १–५) इति छन्दःसूत्रात् अन्त्यवर्णगुरुत्वे स्त्री इति च्छन्दः ॥१०६॥

इति पञ्चभिः पदैः पञ्च वृत्तानि ।

एवं द्विकत्रिकसंयोगे बहूनि वृत्तान्युत्पद्यन्ते ।

समाप्ता चेयं शतार्थवृत्तवृत्तिरिति ।

कृतिरियं भगवतो **विजयसिंहाचार्य**चरणशुश्रूषानिरतस्य

**श्रीसोमप्रभाचार्यस्य** ।

शुभं । श्रीः । कल्याणमाला आविर्भवन्तु ॥

---

# શ્રીવર્ધમાનગણિવિરચિત ૧૧૬ અર્થવાળા કાવ્યનું ભાષાંતર.



જયેશ્વર કુમારપાળના ધર્મગુરૂ કલિકાળ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્ર સૂરીશ્વરના શિષ્યરત્ન શ્રીવર્ધમાનગણિએ કુમારવિહાર નામનું કાવ્ય રચ્યું હતું. (આ કાવ્ય અત્યારે કેટલીય તપાસ કર્યા છતાં કોઈ પણ ભંડારમાં ઉપલબ્ધ થયું નહીં. ) તેના ૮૭ મા શ્લોકના પ્રથમ સ્વોપજ્ઞ વૃત્તિમાં પોતે ૭ અર્થ કર્યા હતા, છતાં લોકોને આશ્ચર્ય પમાડવા ખાતર ૧૧૬ અર્થ ફરીથી કરે છે.

તે સત્યાસીમું શ્લોક નીચે મુજબ—

गम्भीरः श्रुतिभिः सदाचरणतः प्राप्तप्रतिष्ठोदयः
सत्कान्तारचितप्रियो बहुगुणः यः साम्यमालम्बते ।
श्रीचौलुक्यनरेश्वरेण विबुधश्रीहेमचन्द्रेण च
श्रीमद्वाग्भटमन्त्रिणा च परिवादिन्यां च मन्त्रेण च ॥

આ કાવ્યમાં પ્રગટ રીતે દૃષ્ટિગોચર થતાં ઉપમાનો સિવાય બીજાં ઉપમાનો પણ થાય છે. તે કહીએ છીએ.

(૧) નમસ્કાર કરેલા સામંત રાજાનું વર્ણન—

શ્રીચૌલુક્ય વંશમાં જન્મેલા હે શ્રીકુમારપાળ રાજા ! આ દેરાસર તમને નમસ્કૃત થએલા રાજાની સરખામણી કરે છે.

કેવો રાજા ? તમારી આજ્ઞા સાંભળવાથી ગંભીર, સદાચારથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર. તથા પોતાના સંબંધીઓ અને દેશની લક્ષ્મી અર્પણ કરી હિત કરનાર, અથવા પોતાના છત્રાકાર મસ્તકવડે પ્રિય કરનાર ( નમસ્કાર કરનાર ), અથવા સુંદર વારાંગના વિગેરે ભેટ ધરીને આલ્હાદ પમાડનાર, તમારા ચરણકમલનો આશ્રય લેવાથી ગુણો મેળવનાર. અર્થાત્ જે ગુણરહિત હોઇ તમારે શરણે થતો નથી તેને વનવાસ સેવવો પડે છે.

**(૨) નમસ્કાર નહીં કરનાર નૃપનું વર્ણન—**

હે ચૌલુકય ! ( **કુમારપાળનૃપ** ! ) આ પ્રાસાદ તમને વગર નમેલા રાજાની સમાનતા ધારણ કરે છે. તે આ પ્રમાણે—

**શ્રીકુમારપાળ** મહારાજાને નમસ્કાર નહિ કરવાથી તેમની બીકને લીધે પોતાના કુટુંબ કબીલાને અને નગરને ત્યજીને કોઇ પર્વત વિગેરે ગુપ્ત સ્થાનમાં જનાર, પોતે ડરવા છતાં બીજાને પણ ભય ઉત્પન્ન કરનાર, તમારા પ્રયાણ વખતના શબ્દ સાંભળતાંજ બન્ને ચરણવડે ઉદય પર્વતમાં સ્થાન મેળવનાર, અને આરણ્યક કંદ, મૂળ ફળાદિના આહારથી કાંતાદિનું પાલન કરનાર. અને ગુણરહિત. જો એનામાં ગુણો હોત તો તમને નમસ્કાર કરીને કુટુંબને સુખી કરત.

**(૩) બ્રહ્મવર્ણન—**

**અર્ણોરાજનો** વિજય કરવાથી દુર્જનોથી પણ વખણાએલા અને તાકાદને લીધે મર્દ તરીકે લેખાતા હે **કુમારપાળ** ! આ પ્રાસાદ બ્રહ્માની સમાનતા કરે છે. કેવો બ્રહ્મા ? ચારે મુખથી નિકળતા વેદવાકયોથી ગંભીર, દરેક દેવોમાં વડીલ તરીકેની ખ્યાતિ પ્રાપ્ત કરનાર, ઋગ્વેદાદિ ચાર ચરણવડે અનુકૂળ ભાગ્યવાળો, શીલસંપન્ન. સાવિત્રી અને ગાયત્રી નામની પ્રિયાઓથી આનંદ મેળવનાર, તથા ગાંભીર્ય, ઔદાર્ય આદિ બહુ ગુણયુક્ત.

(૪) વિષ્ણુવર્ણન—

સર્વ જીવોને અભયદાન આપવાથી એક અદ્વિતીય પુરૂષ ! હે કુમારપાળ ! આ વિહાર વાસુદેવની ઉપમાને લાયક છે.

કેવો વાસુદેવ ? પોતાના નાભિકમળમાં રહેલા બ્રહ્માજીની વેદ-ધ્વનિથી ગંભીર, અનેક અક્ષોહિણીરૂપ મોટા સંગ્રામોમાં હમેશાં પ્રતિષ્ઠા મેળવનાર ( એટલે રાજ્યઋદ્ધિને સમૃદ્ધ બનાવનાર ). દાન-પરાયણ. સત્યભામા વિગેરે ૩૨૦૦૦ સુન્દર સ્ત્રીઓથી પ્રેમ મેળવનાર, અથવા તે સર્વ સ્ત્રીઓને એકજ રાત્રિમાં સુરત ( સંભોગ )થી સુખ આપનાર, એક જ રાત્રિએ સર્વની આશા શી રીતે સંપૂર્ણ કરે ! એવી શંકા ઉત્પન્ન થાય તેને લીધે જણાવવાનું કે સત્વ, રજસ્, તમો-ગુણયુક્ત હોવાથી અનેક રૂપ કરવાને શક્તિસંપન્ન.

(૫) મહાદેવવર્ણન—

કરવેરા વિગેરે માફ કરવાથી ચૌલુક્યવંશમાં હે એક પુરૂષરત્ન ! કુમારપાળ ! એ દેરાસર મહેશ્વરની સરખામણી કરે છે. કેવો મહા-દેવ ? પ્રેમાળ પાર્વતીના મધુર વચનો સાંભળવાથી ગંભીર, દાનવોના વધ કરવાથી હમેશાં જયવાદ મેળવનાર, અને તેથીજ દયાહીન. સુન્દર પત્ની ( પાર્વતી ) એ આપેલા વિષયજન્ય સુખથી આલ્હાદ પામ-નાર. અને સત્વ, રજસ્, તમસ્ ગુણોથી યુક્ત. ( આ સરાગ ઇશ્વરનું વર્ણન થયું. )

(૬) નીરાગ ઇશ્વર (વીતરાગનું) વર્ણન.

=અઢાર દોષરહિત વિશુદ્ધ મહેશ્વરની ભક્તિ કરવાથી, અને રગે-રગમાં જિનધર્મ પરિણમી ગએલો હોવાને લીધે ચૌલુકય વંશના

= દાનાંતરાય, ૨ લાભાંતરાય, ૩ ભોગાંતરાય, ૪ ઉપભોગાંતરાય, ૫ વીર્યાંતરાય, ૬ હાસ્ય, ૭ રતિ, ૮ અરતિ, ૯ ભય, ૧૦ શોક, ૧૧ જુગુ-પ્સા, ૧૨ કામ, ૧૩ મિથ્યાત્વ, ૧૪ અજ્ઞાન, ૧૫ નિદ્રા, ૧૬ અવિરતિ, ૧૭ રાગ અને ૧૮ દ્વેષ એ અઢાર દોષ પરબ્રહ્મમય ઈશ્વરમાં હોતાં નથી.

એક અદ્વિતીય પુરૂષ ! આ પ્રાસાદ નીરાગ ઈશ્વરની સદૃશતા ધારણ કરે છે. પરમ બ્રહ્મમય ઈશ્વર કેવા ? દરેક દેવલોકનું યથાર્થ વર્ણન કરવાવડે ગંભીર. ધર્માચરણ વડે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ, અને અણિમાદિ અષ્ટવિધ ઐશ્વર્યયુક્ત, સ્ત્રીઓને ધર્મોપદેશ આપી સ્વર્ગ તથા મોક્ષની પ્રાપ્તિ કરાવવાવડે તેમનું પ્રિય કરનાર, અને સત્વ, રજસ્, તમસ્ એ ત્રણે ગુણોથી વર્જિત.

(૭) ધનપતિ વર્ણન—

સર્વ ત્રણે લોકની લક્ષ્મીના હૃદયને હરણ કરે એવા સૌંદર્ય અને સમચતુરસ્ર શરીરસંસ્થાન હોવાને લીધે, તથા મહાન્ પુરૂષોને અનુરૂપ તલ, મષા વિગેરે શુભ લક્ષણ સંપન્ન હોવાને કારણે (હે ચૌલુક્ય વંશના પ્રધાન પુરૂષ ! ) આ દેરાસર ધનપતિ સાથે સરખામણી કરે છે. કેવા ધનપતિ ? શબ્દ સાંભળવામાં ગંભીર (જરૂર જણાય તો સાંભળે , જરૂરત સિવાય સાંભળ્યું છતાં ન સાંભળ્યું કરનાર ). સત્પુરૂષયોગ્ય આચરણ રાખવાથી પ્રશંસારૂપ પ્રતિષ્ઠા અને સમૃદ્ધિરૂપ ઉદય પ્રાપ્ત કરનાર, સુંદર સ્ત્રીઓવડે સંતતિના કારણભૂત સુરત સુખથી આલ્હાદ મેળવનાર, અને અનેક ગુણો યુક્ત (નિર્ગુણ પણ લક્ષ્મીને લીધે ગુણીજ ગણાય છે ). કહ્યું છે કે—

**यस्यार्थास्तस्य मित्राणि, यस्यार्थास्तस्य बान्धवाः ।**
**यस्यार्थाः स पुमांल्लोके, यस्यार्थाः स च पण्डितः ॥**

**"જેના પાસે ધન હોય તેના સર્વ મિત્રો, તેના સર્વ બંધુઓ, તેજ દુનિયામાં મરદ અને તેજ પંડિતમાં પંકાય છે."**

અથવા **બહુગુણ** પણું આવી રીતે-જે લક્ષ્મીસંપન્ન હોય તેના પાસે ગુણિજન હોય. તે ગુણિજનોની સોબતને લીધે તે પણ ગુણવાન્ બને. અથવા સૌભાગ્યાદિ અનેક ગુણો યુક્ત.

(૮) કુબેર વર્ણન—

હે ચૌલુક્ય કુળના પુરુષોમાં તિલકસમાન ! આ દેરાસર ધનદની સાથે સરખામણી કરે છે. કેવો ધનદ ? વેદશ્રુતિથી ગંભીર. ધનદ શ્રીકંઠનો મિત્ર છે. શ્રીકંઠ વિષ્ણુનો સહચર છે, અને વિષ્ણુની નાભિમાં બ્રહ્મા રહેલા છે તેમની વેદધ્વનિથી ગંભીર. હમેશાં દાન આપવાથી પ્રતિષ્ઠા મેળવેલો, ધનનો દાતા, શોભન અંતઃપુરની સ્ત્રીઓથી સંભોગ સુખ પ્રાપ્ત કરનાર, અને સર્વ ગુણોના મંદિરરૂપ.

(૯) ક્ષેત્રપાળ વર્ણન—

હે ચૌલુક્ય પ્રધાન ! સર્વ સિદ્ધ, કિન્નર, વિદ્યાધરની સુંદરીઓના હૃદયને હરણ કરે એવી રૂપસંપદા હોવા છતાં પરસ્ત્રીથી હૃદયને સ્પર્શ કર્યા વગરનો હોવાથી સર્વ ચૌલુક્યવંશી રાજાઓમાં હે વર્ણનીય આકૃતિવાળા ! રાજન્ ! આ દેરાસર શ્વાનવાહનવાળા ક્ષેત્રપાળની સદશતા ધારણ કરે છે. તે આ પ્રમાણે—

આરાધક લોકોએ ભણેલાં સ્તોત્રો વિગેરે શ્રવણ કરવાથી ગમન કરનાર, અને ભય પમાડનાર, અથવા ભક્તજનોના ભયને ભગાડનાર. સાધક લોકોને ઇચ્છિત આપનાર, અથવા શત્રુઓને ઉચ્છેદનાર, મુદ્‌ગળ, રેપલ, જોંટિંગ આદિ સાથે સંગ્રામ કરી પ્રતિષ્ઠા મેળવનાર, ભક્તો પર દયા ભાવ રાખનાર, તથા શત્રુઓ ઉપર ક્રૂર, તથા હાથમાં માણસોની રૂંઢમાળ જોઇ નાચે, હસે અને ગાયન કરે છે એવો. અને પોતાના ક્ષેત્રનું રક્ષણ કરવાપણું વિગેરે ઘણા ગુણોને ધારણ કરનાર.

(૧૦) અઢારમા અરતીર્થંકરનું વર્ણન—

હે ચૌલુક્ય શ્રેષ્ઠ પુરૂષ !—એકસો આઠ અંગુળ પ્રમાણ શરીરવાળા હોવાને લીધે ચૌલુક્યવંશી રાજાઓમાં ઉત્કૃષ્ટ પુરૂષ ! તથા હે પર્વતની ગુફા તુલ્ય. અર્થાત્ ત્રાસેલા લોકોને જેમ ગિરિગુફા આધાર રૂપ છે તેની રીતે હે શરણાગતોનું રક્ષણ કરનાર ! આ મંદિર અરનાથ

તીર્થંકર સાથે સામ્યતા ધરાવે છે. શી રીતે ? સ્વયંભૂરમણ સમુદ્રથી પણ અધિક ગંભીર, અનેક કરણોથી ઉપલક્ષિત. કહ્યું છે કે—

चतुर्गात्रं चतुर्वक्त्रं चतुर्धा धर्मदेशकम् ।
चतुर्गतिविनिर्मुक्तं नमामि जिनपुंगवम् ॥

"પૂર્વ દિશામાં મૂળરૂપ અને શેષ ત્રણ દિશામાં દેવકૃત પ્રતિબિંબ હોવાને લીધે ચાર રૂપવાળા, ચાર મુખવાળા, દાન, શીલ, તપ, ભાવ એમ ચાર પ્રકારના ધર્મને પ્રરૂપનાર, અને નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિથી મુક્ત થએલા (સિદ્ધિપદને પામેલા) શ્રી જીનેશ્વર ભગવાનને નમસ્કાર કરું છું."

સર્વદા ક્ષાયિક ચારિત્રથી મોક્ષમાં સ્થાન મેળવનાર, દીક્ષા સમયે સાંવત્સરિક દાન દાતા, નિત્ય–કાયમ ટકનારી સિદ્ધિ (મુક્તિ) નું કર્યું છે પ્રિય (વ્હાલ) જેમણે એવા. અથવા સુર, નર, તિર્યંચ વિગેરે સર્વને સાધારણ રીતે પ્રતિબોધ આપનાર, કહ્યું છે કે—

देवा दैवीं नरा नारीं शबराश्चापि शाबरीम् ।
तिर्यञ्चोऽपि च तैरश्चीं मेनिरे भगवद्गिरम् ॥

દેવો દેવ વાણી તરીકે મનુષ્યો મનુષ્ય ભાષા તરીકે, ભિલ્લો ભીલોની બોલી તરીકે અને તિર્યંચો તિર્યંચ ભાષા તરીકે પ્રભુની વાણીને સમજે છે.

કેવળજ્ઞાની જેનું વર્ણન કરી શકે એવા અનંત ગુણોયુક્ત.

(૧૧) કૃતયુગ નામના સુંદર આરા (કાળવિશેષ)નું વર્ણન—

હે ચૌલુક્ય પ્રધાન પુરૂષ ! શરદઋતુના ચંદ્ર જેવા શ્વેત યશ વડે કૃતયુગને શતાવતારી બનાવનાર યુગપ્રધાન શ્રીહેમચંદ્રના ચરણ

કમળ ઉપર ભ્રમર સમાન ! સુરૂપવાન ! હે ચૌલુકય શ્રેષ્ઠ પુરૂષ ! સુષમ સુષમ નામા આરો, અગર પરતીર્થિકોએ જેનું નામ કૃતયુગ પાડેલ છે તે તીર્થંકરોના જન્મને લીધે પૂજાએલો ત્રીજો સુષમ દુઃષમા નામે આરો છે તેની સાથે આ ચૈત્ય સામ્યતા ધરાવે છે. કેવો આરો ? વીશ કોટાકોટી સાગરોપમ સુધી ગમન કરનાર, જ્યાં લોકો ભયરહિત હોય છે એવો. પરસ્પર વિરોધ રહિત સ્વસ્ત્રી પોષણરૂપ સદાચારથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ, શીલવતી સ્ત્રીઓથી સંભોગ સુખ આપનાર અને વિરહ દુઃખરહિત હોવાને લીધે બહુગુણો યુક્ત.

(૧૨) વિષ્ણુચક્ર વર્ણન—

શરણાગતને વજ્રના પાંજરા જેવા હે ચૌલુકય પ્રધાન રાજન્ ! સુન્દર છે અરક જેના એવા વિષ્ણુના સુદર્શન ચક્ર સાથે આ જિનાલય સરખામણી કરે છે. કેવો ચક્ર ! શત્રુઓને હણવાના સમયે ઉઠતા વેગના શબ્દ સાંભળવાથી ગંભીર, યુદ્ધથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ, ઉંચે જનાર, શીલવતી સત્યભામા વિગેરે જેની પત્નીઓ છે એવા વિષ્ણુએ જેનું પ્રિય કર્યું છે એવો અને તેથીજ સર્વ આયુધોમાં બહુગુણી ગણાએલ.

(૧૩) કામપુત્ર ( અનિરૂદ્ધ ) વર્ણન—

હે ચૌલુકય નરેશ્વર ! આ પ્રાસાદ કામપુત્ર અનિરૂદ્ધ સાથે સામ્યતા ધરાવે છે. કામપુત્ર કેવો ! દરેક પ્રાણિઓના ચિત્તમાં ગમન કરનાર, ભીતિને કંપાવનાર (અર્થાત્ નિર્ભય ). અત્યંત બલ પરાક્રમ હોવાથી સર્વ લોકથી પ્રશંસા સાંભળવા વડે ગંભીરતાવાળો, હમેશાં સંગ્રામથી પ્રતિષ્ઠા મેળવેલ. ઉષા નામની પત્નીથી રતિસુખ મેળવેલ, અને શૌર્ય, સૌભાગ્ય વિગેરે ઘણા ગુણો યુક્ત.

(૧૪) શીકારી વર્ણન—

નિરંતર ચલાવેલા અનાથાશ્રમોમાંથી ઇચ્છિત ભોજન મેળવનાર

કાર્પટિક, લૌતિક, તાપસ, રક્તભિક્ષુ ( બૌદ્ધ , શ્વેતભિક્ષુ (જૈન શ્વેતામ્બર ) બ્રાહ્મણુ વિગેરે, અને દીન અનાથ વિગેરેના આશીર્વાદ અને જયધ્વનિના કોલાહલ સાંભળવાથી જેના શ્રવણુ વિવર બધિર બન્યા છે એવા અરૂણુ સારથીથી મંદવેગવાળા રથમાં બેઠેલા સૂર્યથી જોવાએલા મુખ કમળવાળા હે ચૌલુક્ય નરેશ્વર !, હે કામસમાન ! કુતરાઓથી શોભિત એવા શિકારી સાથે આ મંદિર સામ્યતા ધરાવે છે. કેવો છે શિકારી ? શીકાર માટે વનમાં જનારા ધનુષ્યના ટંકાર શબ્દ સાંભળવાથી ભય ઉત્પન્ન કરનાર, વાંકા કરેલા પગ વડે અથવા આમતેમ ફરવા વડે મળેલા મૃગાદિ મારવા માટે સ્થિર બનેલ. પશુ મારવામાં નિર્દય, સારાં પશુઓ મળી શકે એવા શ્રેષ્ઠ જંગલમાં પ્રાપ્ત થયેલ છે પશુહિંસન ક્રિયારૂપ ઇચ્છિત વસ્તુ જેને, અને મોટી દોરી ધારણુ કરનાર.

## (૧૫) પલ્લીપતિ વર્ણન—

હે ચૌલુક્ય નરેશ્વર ! ગિરિગુહાઓનો ઇશ્વર અર્થાત્ પલ્લીપતિ, તેની સાથે આ દેરાસર સામ્યતા ધારણુ કરે છે. કેવો પલ્લીપતિ ? ધાડો પાડનાર, લોકોને ભય પમાડનાર, શાથી ? નિરંતર શ્રૃંગી વગાડવાથી. સર્વદા સંગ્રામથી પ્રતિષ્ઠા મેળવનાર, જબરજસ્તીથી ઉપાડી લાવેલી સુંદર સુન્દરીઓથી પ્રાપ્ર કરેલ છે દૃષ્ટિસંતોષ જેણે, અર્થાત્ કુલીન સ્ત્રીઓ તેને બહુ માન ન આપવાથી ઇચ્છિત ભોગ ન મળવાને લીધે નજરે જોવાથીજ ઉત્સવ માનનાર, અને ભિલ્લ લોકોમાં વિશેષ પરાક્રમ ગુણયુક્ત.

## (૧૬) ચકોર વર્ણન—

હે ચૌલુક્ય નર ! આ દેરાસર ચકોર સાથે સામ્યતા ધરાવે છે. કેવો ચકોર ? ચંદ્રના કિરણોનું પાન કરવા માટે આમતેમ ગતિ કરનાર. ચંદ્રની ચાંદણીમાં આનંદ લેનાર, ચંદ્રિકાને પ્રતિપાદન કરનાર.

શબ્દ સાંભળવાથી ઉર્ધ્વ ગતિ કરનાર અથવા ભક્ષણ કરનાર, શ્રેષ્ઠ ચકોરીઓથી થએલ છે પ્રિય જેનું, ઝેર વિગેરેથી દૂષિત અન્નને જાણી સૂચન કરવા વિગેરે અનેક ગુણો યુક્ત. અગર કૃષ્ણતા વિગેરે અનેક ધર્મો યુક્ત. કહ્યું છે કે—

चकोरस्य विरज्येते नयने विपदर्शनात् ॥

"ઝેર જોવાથી ચકોરની આંખો ધોળી થઇ જાય છે." તેથી જ પક્ષીઓમાં બહુ ગુણવાન્ !

(૧૭) નાગરાજ વર્ણન—

હે ચૌલુક્ય કુળના નરોમાં તિલક સમાન ! કુમારપાળ ! આ વિહાર નાગરાજ સાથે સદશતા ધરાવે છે. તે આ પ્રમાણે-હજાર ફેણો ઉપર રહેલા હજાર નેત્રો અને કાનો વડે ગંભીર. સર્પોથી હમેશાં પ્રતિષ્ઠા મેળવેલ, ભક્તોને વાંછિત આપનાર, નાગાંગનાથી આલ્હાદ મેળવેલ, અને ઘણા ગુણોયુક્ત.

(૧૮) ઇંદ્ર વર્ણન—

હે ચૌલુક્ય નર ! આ મંદિર સુરપતિ સાથે સામ્યતા ધારણ કરે છે. કેવો ઇંદ્ર ? ગમન કરીને દાનવોને ભય આપનાર, વજ્રનો અવાજ સાંભળવાથી અને દાનવો સાથે યુદ્ધ કરીને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ, શચી વિગેરે દેવીઓ વડે ઇચ્છિત સુખ પ્રાપ્ત કરેલ અને યુદ્ધ પ્રસંગે અનંતા રૂપ ગુણોને ધારણ કરનાર.

(૧૯) અગ્નિવર્ણન—

હે ચૌલુક્ય ! આ વિહાર અગ્નિ સાથે સામ્યતા નથી ધારણ કરતો. શી રીતે ? આ ચૈત્ય વિવિધ વાજીંત્રોના અવાજથી ગંભીર છે. અગ્નિ તેવો નથી. કારણ કે તે વાજીંત્રોને દહન કરનાર છે. આ વિહાર પાંચ આચાર પાળનાર શ્રી હેમચંદ્રસૂરિથી પ્રતિષ્ઠિત થયેલ શ્રી

પાર્શ્વનાથના બિંબથી મહોદય મેળવેલ છે. અગ્નિ તેવો નથી. કેમકે તે અતિ ચપલ જ્વાળાઓના જથ્થાથી વિરાજિત હોવાથી તે અસ્થિર છે. આ વિહાર ચોતરફથી અંત ભાગોવડે આનંદ આપનાર છે. અગ્નિ તેવો નથી. આ જિનાલય ઘણા ગુણોયુક્તછે. અને અગ્નિમાં બહુ ગુણો નથી. તેથી આ વિહાર સાથે અગ્નિની સરખામણી ન હોઇ શકે. કારણ કે એ તેનાં કરતાં અધિક છે.

(૨૦) યમવર્ણન—

હે ચૌલુક્ય નરેશ્વર! પ્રાણિમાત્રને સંતાપ ઉપજાવનાર તથા એક શરીરથી બીજા શરીરમાં દાખલ કરનારા યમરાજ સાથે આ ચૈત્ય સરખામણી કરે છે. કેવો યમ? બાલ–વૃદ્ધ અને યુવાનોમાં અસ્ખલિતગતિ કરનાર. ત્રણે લોકને નામ માત્ર સાંભળવાથી ભય આપનાર, નાશ કરવાના આચરણથી પ્રતિષ્ઠા મેળવેલ, સજ્જન પુરૂષોની સ્ત્રીઓનું જેણે ઇષ્ટ કર્યું નથી એવો. અર્થાત્ આખા જગત્‌માં કોઇને પણ મરણ ગમતું નથી. તેથીજ ગુણ રહિત.

(૨૧) વરુણવર્ણન—

હે ચૌલુક્ય નરેશ્વર ! આ ચૈત્ય વરૂણ સાથે સરખામણી કરે છે. કેવો વરૂણ ? જલ ધ્વનિ સાંભળવાથી ગંભીર. હમેશાં પશ્ચિમ દિશામાં રહેવાને લીધે પ્રતિષ્ઠા મેળવેલ, દાન આપનાર, અંતઃપુરની સ્ત્રીઓથી સંતોષ પ્રાપ્ત કરેલ. અને સદ્‌ગુણોથી વિભૂષિત.

(૨૨) રાક્ષસવર્ણન—

હે ચૌલુક્ય નર ! આ જિનાલય રાક્ષસ સાથે સામ્યતા ધરાવે છે. કેવો રાક્ષસ ? સર્વત્ર ગમન કરનાર, નામ માત્ર સાંભળવાથી ભય ઉપજાવનાર, તેમજ ખંડન કરીને ખાઇ જવા વિગેરેથી પણ ભય કરનાર. પોતાના સંબન્ધીઓમાં પ્રતિષ્ઠા મેળવેલ, દયારહિત, મસ્તકોની રૂંડમાળ ધારણ કરનાર. આથી જ અન્ય દેવો કરતાં ઓછા ગુણવાળો.

(૨૩) વાયુવર્ણન—

હે ચૌલુક્ય નર ! સતત ગતિ કરનારા પવન સાથે આ વિહાર સદશતા ધારણ કરે છે. કેવો પવન ? સ્હામો અવાજ સાંભળવાથી, ગંભીર. હમેશાં ચાલવાથી વાવાથી સદાગત્તિ એવી પ્રતિષ્ઠા મેળવેલ, અને ધજા વિગેરેમાં તેના ગમનના ચિન્હો નજરે પડે છે તેથી ઉર્ધ્વ ગમન કરનાર. અરણ્યમાં સારી રીતે વૃદ્ધિ પામનાર, અને સુગંધી વિગેરે ઘણા ગુણોયુક્ત.

(૨૪) રૂદ્રવર્ણન—

આનું વર્ણન પાંચમા અર્થમાં ઉપર આપી દીધેલ છે.

ઈતિ ૧૦ દિક્‌પાલ વર્ણન.

---

(૨૪) કમઠવર્ણન—

હે ચૌલુક્ય નર ! આ ચૈત્ય કમઠ–કાચબા સાથે સામ્યતા ધરાવે છે. કેવો કાચબો ? વેદનાકયોથી ગંભીર. કારણ કે પૃથ્વી કાચબાએ ધારણ કરી છે એવી વેદની શ્રુતિ છે. જ્યાં સુધી લોકની સ્થિતિ છે ત્યાંસુધી પોતાના પગોથી પ્રતિષ્ઠા અને ઉન્નતિ મેળવેલ, પાણીમાં આમ તેમ ફરી આનંદ મેળવનાર, મહાભાર વાળી પૃથ્વીને ધારણ કરવા વિગેરે ઘણા ગુણોયુક્ત, અથવા શરીરના અવયવો ગોપવી રાખવાથી ગંભીર, એટલે મધ્ય ભાગ ન જોઇ શકાય તેવો. વેદની ઋચાઓથી ઓળખાએલ અને ગ્રંથો અધ્યાય વિગેરે વિભાગોથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ, અથવા ચારે પગોના બળથી સ્થિર રહેલ. સુન્દર મસ્તકવડે કર્યું છે પ્રજાપતિનું ઉચિત જેણે એવો, આથી જ અંન્ય કાચબાઓ કરતાં અધિક બળવાન્ હોવાને લીધે બહુ ગુણવાળો.

(૨૫) પાતાળવર્ણન—

હે ચૌલુક્ય નર ! આ ચૈત્ય પાતાલ સાથે સદશતા ધરાવે છે. કેવો પાતાલ ભાગ ? જેના મધ્ય ભાગનો થાહ ન હોવાને લીધે ગંભીર. તેમજ પરમાધાર્મિક દેવોએ કદર્થના કરેલા નરકના જીવોનો કોલાહલ સાંભળવાથી ગંભીર. સર્પોથી હમેશાં પ્રતિષ્ઠા મેળવેલ, નાગાંગના સહિત, સુન્દર જળથી સંતોષ મેળવેલ અને મર્ત્યલોકની અપેક્ષાએ ઘણા ગુણોયુક્ત.

(૨૬) મર્ત્યલોકવર્ણન—

હે ચૌલુક્ય નર ! આ વિહાર મર્ત્યલોક સમાન છે. કેવો મર્ત્યલોક ? નિરંતર ગતિ કરનારા તિર્યંચ અને મનુષ્યોના કોલાહલ સાંભળવાથી અથવા વેદવાક્યોથી ગંભીર. સુન્દર કર્તવ્યોથી પ્રતિષ્ઠા તથા ઉદય મેળવેલ, અથવા હમેશાં અનાચારને લીધે દેવગુરૂમાં મજબુત સ્થૈર્ય અને અનુકૂલ દૈવને ધારણ કરનાર. મતલબ કે સારાં કામો કરનાર માણસ સદ્‌ગતિ મેળવે અને ખરાબ કામથી દુર્ગતિજ મેળવે. સુંદર સ્ત્રીઓથી થએલ છે પ્રિય જેમાં. અનાદિ ધર્મથી પ્રતિબદ્ધ હોવાને લીધે બહુ ગુણવાળો, તે સિવાય બહુ ગુણવાન્ નહિ.

(૨૭) સુરલોકવર્ણન—

હે ચૌલુક્ય ! આ ચૈત્ય સુરલોક સાથે સામ્યતા ધરાવે છે. કેવો સુરલોક ? નિરંતર ચાલતા નાટક પ્રેક્ષણના સંગીત સાંભળવાથી ગંભીર. હમેશાં દેવોના સંચારથી પ્રતિષ્ઠા પામેલ, લક્ષ્મી જેવી દેવાંગનાઓ છે જ્યાં, અને દેવાંગનાઓથી દેવોને સુખ ઉપજાવનાર. એથી જ પાતાલ અને મર્ત્યલોકની અપેક્ષાએ બહુ ગુણયુક્ત.

(૨૮) ધનુર્ધરવર્ણન—

હે ચૌલુક્ય નર ! આ જિનાલય ધનુર્ધર સાથે સામ્યતા ધરાવે છે. ધનુર્ધારી કેવો ? ધનુષના ટંકાર સાંભળવા ગંભીર, ધનુર્વેદના

અભ્યાસથી ધનુર્ધારીઓમાં પ્રખ્યાતિ મેળવેલ, દાતા અગર નિર્દય, સારા લોકોની સ્ત્રિઓને પ્રિય કરનાર, ધનુષ્યની દોરીમાં બહુગુણ માનનાર અર્થાત્ ધનુઃ ટંકાર સાંભળવાથીજ કેવળ ગંભીર નહી, કિન્તુ અન્ય શત્રુ વિગેરેના શિરચ્છેદ કરવાથી પ્રતિષ્ઠા મેળવેલ સુભટ બરાબર લક્ષ્યવેધી ગણાય. અથવા ઘણા સુભટોને આમંત્રણ આપનાર.

(૨૯) સજ્જનવર્ણન—

હે ચૌલુક્ય નર! આ દેરાસર સજ્જન સાથે સરખામણી કરે છે, કેવો સજ્જન ? સ્વભાવે ગંભીર, વેદવાક્યોના ઉચ્ચારણથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ છે વદન જેનું, દરેકના હૃદયને આલ્હાદ ઉપજાવનાર, સારા માણસોમાં શ્રેષ્ઠ ગણાતા સજ્જન શિરોમણિઓનું અભિમત (પ્રિય) કરનાર, અને મિત્રતા વગેરે સકલ ગુણોના નિધાનરૂપ.

(૩૦) દુર્જનવર્ણન—

હે ચૌલુક્ય નર! પૃષ્ઠના માંસનું ભક્ષણ કરનાર હોવાથી કુતરા જેવા દુર્જન સાથે આ ચૈત્યને સરખાવી શકાય છે. કેવો દુર્જન ? અન્યને ઠગવાને ગમન કરનાર, ત્રાસ આપનારા શબ્દ સાંભળવાથી ભય ઉપજાવનાર, બીજાનું કામ તોડી પાડવાથી પ્રતિષ્ઠા મેળવેલ, દયા રહિત, સારા માણસોના સુખને નાશ કરી પોતાનું ધાર્યું કરનાર. આથી જ નિર્ગુણ ગણાએલ.

(૩૧) કુમારપાળનૃપવર્ણન—

કવિના મુખ આગળ બેઠેલા આ કુમારપાળ નરેશ્વર સાથે આ ચૈત્ય સામ્યતા ધરાવે છે. કેવો કુમારપાળ ? ચરમ સ્વયંભૂરમણ સમુદ્ર સમાન ગંભીર વેદોક્તિથી તેમજ સત્કર્મોથી પ્રતિષ્ઠા મેળવેલ, અથવા પોતાના પરિજનોમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ. પ્રાણિઓને અનુકૂલ નદીઓની માફક વાંછિતાર્થ આપનાર, સેવકોથી પ્રિય કરાએલ અથવા સેવકોને પ્રિય કરનાર અને સર્વ ગુણોનો સમુદ્ર.

## (૩૨) રાજહંસવર્ણન—

આ જિનાલય રાજહંસ સાથે સામ્યતા ધરાવે છે. કેવો પક્ષી ? આકાશમાં ગમન કરનાર, તેવા પ્રકારના શબ્દો સાંભળવાથી બીકને લીધે શોભાયમાન. હમેશાં ફરીને આહારાદિ મેળવનાર, જીવભક્ષી હોવાને લીધે નિર્દય, શૂન્ય અરણ્યમાં વિશેષ પ્રીતિ ધરાવનાર, કારણ કે મનુષ્ય વિગેરેની વસ્તીમાં ભયને લીધે ટકી શકે નહિ. અથવા નિર્મલ માનસરોવરના જલમાં આનંદ મેળવનાર. વિશેષ ઉજ્વલતાના ગુણયુક્ત. જે પક્ષી હીનસ્વરૂપ હોય તે અબહુગુણ છે એમ વર્ણન કરાય અને જેનો જે વર્ણ હોય તે ગુણ ગણાય. જેમ કે મોર અતિ નીલવર્ણ છે.

## (૩૩) પંડિતવર્ણન—

આ જિનાલય× વિબુધ સાથે સદશતા ધરાવે છે. તે આ પ્રમાણે- સકલ શાસ્ત્ર અગર વેદો સાંભળવાથી ગંભીર, વરદાન આપનારી સરસ્વતી દેવીની ચરણ કૃપાથી પ્રતિષ્ઠાને પ્રાપ્ત થયેલ છે વદન જેનું, અથવા સદાચાર વડે દેવગુરૂ વિગેરેમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ છે વદન જેનું તે. અનુકૂલ નશીબની માફક સકલ લોકને સુખ આપનાર. સારા માણસોની સ્ત્રીઓને પ્રિય કરનાર અર્થાત્ સર્વ લોકને પ્રિય. અને ન ગણી શકાય એવા ઘણા ગુણો રૂપી રત્નોના સ્થાન રોહણ ગિરિસમાન.

---

×**विवुधश्रीहेमचन्द्रेण** આ વાક્યના પદચ્છેદ કરતાં **वि**-પક્ષી, **वुध**-ડાહ્યો માણસ અગર મૂર્ખ, **श्री**-લક્ષ્મી, **श्री+हन्** લક્ષ્મીનો કરનાર, **श्री+ईह** લક્ષ્મીને ઝંખનાર, **हेम**-સોનુ, **चन्द्र**-ચન્દ્રમા, **हेमचन्द्र** સોનાનો ચંદ્ર અને શ્રી હેમચન્દ્રાચાર્ય, **म+चन्द्र** મહાદેવના મસ્તક ઉપર રહેલો ચંદ્ર એમ ભિન્નભિન્ન રીતે થાય છે. તેજ ક્રમથી અહિં અર્થો કરવામાં આવ્યા છે.

(૩૪) મૂર્ખવર્ણન—

જેમ કદ્રૂપાને રૂપવાન્ કહેવા છતાં તેનો અર્થ કદ્રૂપો જ થાય છે તેમ મૂર્ખને 'આવો પંડિતજી!' એમ વિપરીત કહેવા છતાં તેનું મૂર્ખપણું જ સાબિત કરાય છે. કહ્યું છે—

मृगा मृगैः सङ्गमनुव्रजन्ति गावश्च गोभिस्तुरगास्तुरङ्गैः ।
मूर्खाश्च मूर्खैः सुधियः सुधीभिः समानशीलव्यसनेषु सख्यम्॥

હરણ હરણો સાથે, ગાય ગાયો સાથે, ઘોડા ઘોડા સાથે, મૂર્ખ મૂર્ખાં સાથે અને વિદ્વાન્ વિદ્વાનો સાથે મિત્રતા બાંધે. કારણ કે મિત્રતા સરખે સરખાની જ હોય છે. તેથી આ ચૈત્ય મૂર્ખની સાથે સમાનતા ધરાવે છે.

કેવો મૂર્ખ? સદૃશ પાઠો રૂપી ગમ-ભંગ છે જેમાં એવા આગમોમાં ભીતિ ધરાવનાર, તથા શ્રુતિવડે પણ ભીતિ રાખનાર. કારણ કે મૂર્ખ હોવાને લીધે તત્ત્વોના યથાવસ્થિત અર્થને ધારણ કરવામાં સમર્થ હોતો નથી. પોતાના ખરાબ વર્તનને લીધે દેવગુરૂ ઉપર સ્થિરતા વગરનો અર્થાત્ દેવગુરૂમાં સંદેહ ધરાવનાર. જીવ તથા અજીવનું બરાબર જ્ઞાન ન હોવાને કારણે નિર્દય. દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે—

जो जीवे वि न याणाइ, अजीवे व न याणइ ।
जीवाजीवे अयाणंतो, कह सो नाहीइ संजमं ? ॥ १२ ॥
जो जीवेवि वियाणाइ, अजीवे वि वियाणइ ।
जीवाजीवे वियाणंतो, सो हु नाहीइ संजमं ॥ १३ ॥

(अध्ययन ४)

पढमं नाणं तओ दया एवं चिट्ठइ सव्वसंजए ।
अन्नाणी किं काही, किं वा नाही छेय पावगं ? ॥ १० ॥
(अध्ययन ४)

જે માણસને જીવનું જ્ઞાન નથી તથા અજીવનું ભાન નથી અને જીવાજીવની પિછાણ નથી તે શી રીતે સંયમ પાળી શકે ?

જે જીવોને જાણે છે. અજીવોને ઓળખે છે અને જીવાજીવની માહીતિ ધરાવે છે તેજ સંયમ પાળી શકે.

પ્રથમ જ્ઞાન અને પછી દયા એમ સર્વ સંયમમાં રહેલ છે. માટે અજ્ઞાની શું કરી શકે ? અને પુણ્ય, પાપ શી રીતે પીછાણી શકે ?

આવી રીતે મૂર્ખને જ્ઞાનનો અભાવ હોવાથી જીવ દયાનો પણ અભાવ કહી શકાય. સર્વનો સંહાર કરનાર હોવાથી અગર સંબંધીઓનો નાશ કરનાર હોવાને લીધે કોઇને પણ સુખ નહિ દેનાર. સંસારમાં વર્તતા દરેક જીવોએ એક બીજા સાથે અનેક વેળા સંબંધ ધરાવેલાં છે. આગમમાં પણ કહ્યું છે કે 'એકેક જીવને સર્વેએ જીવોએ માતા તરીકે, પુત્રી તરીકે, પિતા તરીકે, અને પુત્ર તરીકે સમ્બન્ધો અનંત વખતે અનુભવેલાં છે.' એટલા માટેજ બહુગુણ નહિ અર્થાત્ ગુણ રહિત.

(૩૫) લક્ષ્મીવર્ણન—

તથા લક્ષ્મી સાથે આ વિહારની સરખામણી થાય છે. કેવી લક્ષ્મી ? વિષ્ણુના નાભિકમળમાં રહેલા બ્રહ્માએ કરેલા વેદોચ્ચારના સાંભળવાથી ગંભીર. સદાચારથી પ્રતિષ્ઠા અને ઉદય પ્રાપ્ત કરેલી. વિષ્ણુને સુરત સુખાદિથી પ્રિય કરનારી, અને ઘણા ગુણોવાળી. કારણ કે પૈસાદાર માણસ નિર્ગુણ હોવા છતાં ગુણીજ લેખાય છે.

(૩૬) સુવર્ણવર્ણન—

તથા સુવર્ણ સાથે આ ચૈત્ય સમાનતા ધરાવે છે. સુવર્ણ કેવું? ભાવની વધઘટ થવાને કારણે ચોક્કસ ન હોવાથી ગંભીર. પોતાની વિશેષ કિંમત સાંભળવાથી અને દક્ષિણાવર્તરૂપી લક્ષણ યુક્ત હોવાથી મહાત્મ્ય અને ઉન્નતિ મેળવેલ. રાજાઓ વિગેરેની અંતઃપુરની સ્ત્રીઓ વગેરેને આનંદ આપનાર. તથા આઠ ગુણોથી યુક્ત. તે આઠ ગુણોના નામ–૧ વિષઘાતિ, ૨ રસાયન, ૩ મંગકરણ, ૪ વિનીત, ૫ પ્રદક્ષિણાવર્ત, ૬ વજનદાર, ૭ દાઝી નહિ જનાર, ૮ અનિંદનીય. એમ સુવર્ણમાં આઠ ગુણો હોય છે.=

(૩૭) ચન્દ્રવર્ણન—

તથા આ જિનાલય ચંદ્રમા સાથે સામ્યતા ધારણ કરે છે. કેવો ચન્દ્ર? આકાશમાં ગમન કરનાર, નક્ષત્રોની લક્ષ્મીથી વિરાજમાન. પોતાના વિમાનમાં શરૂ કરેલા ગાંધર્વોના નૃત્ય સાંભળવાથી તેમજ અંધકારનું ખંડન કરવાથી ઉદયાચલ ઉપર પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલો. પોતાના સંબંધી તારાઓમાં ગમન કરનાર, અર્થાત્ તારાઓ રૂપી કલત્રથી વૃદ્ધિ પ્રાપ્ત. તથા જગતને આલ્હાદ આપવો વિગેરે ઘણા ગુણોને ધારણ કરનાર.

(૩૮) કપૂરવર્ણન—

તથા આ ચૈત્ય કપૂર સાથે સરખામણી કરે છે. કેવું કપૂર? સુગંધીને લીધે સર્વત્ર ગમન કરનાર. ચંદ્રમાની પેઠે શીતળતા રૂપી લક્ષ્મીથી શોભાયમાન. 'અહો કપૂરની કેવી સુગંધી છે' આ પ્રમાણે સર્વ લોકોના વખાણથી અને ઠંડક આપનાર કાર્યને લીધે મનુષ્યોના

= આ આઠ ગુણો સંબંધી વિશેષ માહિતી માટે જુઓ જિનમંડન ગણિકૃત ધર્મપરીક્ષા.

મસ્તક ઉપર સ્થાન મેળવનાર. સુગંધ ફેલાવીને સુન્દર સુન્દરીઓને પ્રીતિ ઉત્પન્ન કરનાર, અને નિર્મલતા, સુગંધીપણું વગેરે ઘણા ગુણોથી યુક્ત.

તથા ચંદ્ર શબ્દથી આલ્હાદ પણ કહેવાય છે; તે ફૂલની માળ, ચંદન અને અંગના વિગેરે પદાર્થોથી ઉત્પન્ન થએલ અનેક પ્રકારે હોય છે. તેથી પણ અનેકાર્થતા છે.

(૩૯) દેવવર્ણન—

તથા આ ચૈત્ય દેવના સાથે સમાનતા ધરાવે છે. કેવો દેવ? **जय जय, नन्द नन्द** વિગેરે મિષ્ટ વચનો સાંભળવાથી ગંભીર બનેલો. ક્રીડાવાપીમાં સ્નાન, જિન પૂજન, પુસ્તક વાચન વગેરે શોભન કર્તવ્યોથી ઉન્નતિ મેળવેલ, અથવા દાનવો સાથે સંગ્રામો કરીને ઉન્નતિ મેળવેલ. દેવાંગનાઓ વડે આલિંગનાદિ સુખ પ્રાપ્ત કરેલ અને ઘણા ગુણોથી યુક્ત.

(૪૦) સૂર્યવર્ણન—

આ ચૈત્ય સૂર્ય સાથે સદશતા ધારણ કરે છે. કેવો સૂર્ય? આકાશમાં મેરૂની ચારે દિશાએ ગમન કરનાર. સ્હવારે જાગેલા વિપ્રોએ કરેલા વેદોચ્ચાર વડે ભયને દૂર કરનાર. હમેશાં ગમનને લીધે ઉદયાચલ ઉપર સ્થિતિ પ્રાપ્ત કરેલ. સજ્જનોની સ્ત્રીઓને પ્રિય કરનાર. તેમ જ પ્રકાશ આપનાર, પ્રકાશ, પ્રતાપ વિગેરે ઘણા ગુણોથી સંપન્ન.

(૪૧) શ્રી હેમચંદ્રાચાર્યવર્ણન—

શ્રી **હેમચન્દ્રાચાર્ય** મહારાજ સાથે આ વિહાર સામ્યતા ધારણ કરે છે. શ્રી **હેમચન્દ્રાચાર્ય** કેવા છે? ક્ષીર સમુદ્રની પરે ગંભીર,

સકલ વેદ અને સકલ શાસ્ત્ર શ્રવણુ કરવાથી અને [1]પંચાચારનું પાલન કરનાર હોવાથી સમસ્ત દુનિયામાં ધન્યવાદને પ્રાપ્ત થએલા. સમગ્ર સંઘમાં દાતા. અથવા જેને સમૃદ્ધિ–પ્રતિષ્ઠા મેળવેલી છે એવા. અથવા શ્રીપાર્શ્વનાથની પ્રતિમા સ્થાપન કરવાથી મહાન્ ઉદય પ્રાપ્ત કરેલા. અથવા સર્વજ્ઞની સિદ્ધિ માટે જેમના વચનો ઉચ્ચ દરજ્જાના છે એવા. સર્વ ભવ્ય જીવોને અનુકૂલ નશીબ સમાન. અથવા દેવગુરૂ વિષે શ્રદ્ધાવાળા શ્રાવકો તથા મુનિઓમાં શ્રેષ્ઠ. અથવા દેવોમાં શ્રેષ્ઠ ગણાએલા બ્રહ્માની પેઠે કરૂણાવાળા, અથવા પરમાત્મા શ્રીવીતરાગનેજ દેવ માનનારા શ્રીકુમારપાળ રાજાથી મહાત્મ્ય અને આબાદી મેળવેલા, અથવા નમસ્કાર કરવા આવેલા સાધૂઓ અને શ્રાવકોનો ઉદય કરનાર, અથવા કોટ્યાધિપતિ શ્રીમંત શ્રાવકોથી પ્રતિષ્ઠાને પ્રાપ્ત થએલા. અથવા વૈષ્ણવોએ પ્રણામ કરતી વખતે પૂજ્ય માનવાથી પ્રતિષ્ઠા અને ઉદય પ્રાપ્ર કરેલ. અથવા મહાકાળ, સોમનાથ વિગેરે તીર્થોમાં પ્રતિષ્ઠિત મહાદેવની પેઠે ઉદય મેળવેલ. અર્થાત્ અણિમાદિ અષ્ટ મહા સિદ્ધિ પ્રાપ્ત કરેલ હોવાથી શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજને લોકો સાક્ષાત્ મહેશ્વર માનતા હતા. અથવા લૌતિક, તાપસ વિગેરે દાર્શનિકોમાં પ્રતિષ્ઠા મેળવેલ. અથવા કારૂણિક હોવાથી બૌદ્ધની પેઠે ઉદય સંપન્ન, અથવા ધનદ કુબેરની પેઠે દાન વેળાએ અખુટ ભંડાર હોવાથી અભ્યુદય મેળવેલા, અથવા સમુદ્રની પેઠે મર્યાદા ઉલ્લંઘન નહી કરનાર અને ગંભીર હોવાથી અભ્યુદયવાળા, અથવા શુકલ પક્ષના ચંદ્રની પેઠે પ્રૌઢતા પ્રાપ્ત કરેલા, અથવા ઇંદ્ર પેઠે પરમૈશ્વર્ય સંપન્ન, અથવા પરમત રૂપી અંધકાર ટાળવાથી પ્રાપ્ત કરેલ છે મહાત્મ્ય અને પ્રતાપનો ઉદય જેમણે એવા, અથવા બૃહસ્પતિની જેમ બુદ્ધિ વિજ્ઞાન ધરાવનાર. એજ પ્રમાણે મેરૂ, કલ્પવૃક્ષ, ચિંતામણિ, કામધેનુ, લક્ષ્મી, સરસ્વતી વિગેરે

---

૧ પંચાચારનાં નામ—

૧ જ્ઞાનાચાર,૨ દર્શનાચાર, ૩ ચારિત્રાચાર, ૪ તપાચાર, ૫ વીર્યાચાર.

સકલ પદાર્થોની વિચારણા કરવાથી અનંત અર્થો થઈ શકે છે. તથા સજ્જન પુરૂષોના હૃદયને અભિપ્રેત સુંદર કાર્ય કરનાર. અને યુગ પ્રધાન હોવાથી આચાર્યના ૩૬ ગુણોથી ×યુક્ત.

(૪૨) મંગળ વર્ણન.–

તથા આ વિહાર મંગળ સાથે સામ્યતા ધરાવે છે, કેવો છે મંગળ ? લક્ષ્મીને મથન કરનાર. આકાશમાં ગમન કરનાર. લોક પ્રવાદથી ભય ઉપજાવનાર. તત્ત્વ વૃત્તિથી નહી, કારણ કે ધર્મિષ્ઠ માણુસોને સર્વે ગ્રહો અનુકૂળજ હોય છે. હમેશાં ગમન કરવાથી ઉદય મેળવેલ. સારા માણસોથી ઈષ્ટ પૂજાદિ પ્રાપ્ત કરેલો. અને શુભ ગ્રહથી જોવાયેલ હોય (અર્થાત્ મંગળ ઉપર શુભ ગ્રહ બુધ, ગુરૂ, શુક્ર અને ચંદ્રની દૃષ્ટિ પડતી હોય) તો બહુગુણી, પરંતુ વક્ર થયેલ હોય તો બહુગુણી નહી.

(૪૩) બુધ વર્ણન–

આ ચૈત્ય બુધગ્રહ સાથે સમાનતા ધરાવે છે. કેવો બુધ ? આકાશમાં ગમન કરનાર. ચંદ્રપુત્ર ગણાતો હોવાને લીધે ચંદ્રની લક્ષ્મીથી શોભાયમાન. ભયને દૂર કરનાર. વેદોક્ત મંત્ર સાંભળવાથી અને હમેશાં પંગુ ગણાયેલ શનૈશ્ચરથી કેન્દ્રસ્થાનમાં રહી એનાથી પ્રતિષ્ઠા મેળવેલ. સજ્જન પુરૂષોની સ્ત્રિઓને આલ્હાદ ઉપજાવનાર. અથવા શુભ ગ્રહોમાં મનોહર ગણાએલ અને આગળ રહેલ મંગળ ગ્રહથી અભિમત વસ્તુને વૃદ્ધિ પમાડનાર. તેમ જ સૌમ્યગ્રહ હોવાને લીધે બહુ ગુણ સંપન્ન.

(૪૪) બૃહસ્પતિ વર્ણન–

તથા બૃહસ્પતિ સાથે આ ચૈત્ય સામ્યતા ધરાવે છે. કેવો ગુરૂ ?

× આની વિશેષ માહિતી માટે જુઓ રત્નશેખર સૂરિકૃત गुरुगुणषट्त्रिंशत्षट्त्रिंशिका ॥

વેદ વાકયોથી અને સકલ શાસ્ત્ર શ્રવણથી ગંભીર. પરસ્પર ગ્રહોની મૈત્રી હોવાને લીધે શનૈશ્ચર ગ્રહથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ. લાભ દાયક. સારા માણસોને ઇચ્છિત પ્રિય કરનાર. અને શુભ શ્વેત વર્ણાદિ અનેક ગુણોથી યુક્ત.

(૪૫) શુક્ર વર્ણન–

તથા લક્ષ્મીને મથન કરનારા દાનવોના મંત્રી શુક્ર સાથે આ વિહાર સરખામણી કરે છે. કેવો શુક્ર? ગંભીરાર્થ શાસ્ત્ર રચવાથી અને સકલ શાસ્ત્રો સાંભળવાથી ગંભીર. હમેશાં દેવો સાથે સંગ્રામ કરવાથી પાતાળમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલા અસુરોનું હિત કરનાર, અને બુદ્ધિ વિગેરે અનેક ગુણો યુક્ત.

(૪૬) શનૈશ્ચર વર્ણન–

આ જિનાલય શનૈશ્ચર સાથે સામ્યતા ધરાવે છે. કેવો શનિ? આકાશમાં ગમન કરનાર. નામ માત્ર સાંભળવાથી ભય ઉપજાવનાર. ચરણ વિહારથી પ્રાપ્ત કરેલ છે પ્રતિષ્ઠા અને મહોદય જેણે એવો. સજ્જન પુરૂષોની સ્ત્રીઓને ઇષ્ટ સુખ નહી આપનાર. અર્થાત્ દંપતીનો વિયોગ કરાવનાર. અને જો નીચ સ્થાનમાં હોય તો ઘણો ગુણકારી. પરંતુ ઉચ્ચ સ્થાનમાં રહેલ હોય તો વિશેષ નુકશાનકારક હોવાથી બહુ ગુણ યુક્ત કહેવાય નહી.

(૪૭) રાહુ વર્ણન–

પોતાના પુત્ર બુધ ગ્રહની શોભાને વિનાશ કરનારા ચંદ્રને ગ્રસન કરનારા રાહુ સાથે આ ચૈત્ય સામ્યતા ધરાવે છે. કેવો રાહુ? નીચલા ભાગમાં ચંદ્ર સાથે ગમન કરનાર. ગ્રહણ વેળા ભય કરનાર. 'હે રાહુ! ચંદ્રને મુક્ત કર' આ પ્રમાણે સકલ લોકોના વચન સાંભળવાથી અથવા વેદ વાકયોથી ચંદ્રને કંપાવનાર. ખંડન યુક્ત

ગમન અને ભક્ષણુ હોવાને લીધે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલો ગ્રહણ વેળાએ નિર્દય અને ફળ આપવાના વખતે દાતા નહી. અમૃત પીવાને લીધે સ્થાયી બનેલા મસ્તક વડેજ ચંદ્ર અને સૂર્યને ગ્રહણ કરનારો. આથીજ તાકાત રૂપી ઘણા ગુણોયુક્ત.

## (૪૮) કેતુ વર્ણન-

તથા આ વિહાર કેતુગ્રહ સાથે સામ્યતા ધરાવે છે. કેવો કેતુ? આકાશ માર્ગમાં ગમન કરનાર. શ્રુતિમાત્રથી આખા દેશને ભય ઉપજાવનાર. ખરી રીતે નહી, સંગ્રામથી પ્રતિષ્ઠા મેળવેલ. દયા રહિત. સત્ પુરૂષોએ અરણ્યમાં જેનું ઉચિત કર્યું છે એવો અને જો નીચ સ્થાનમાં રહેલ હોય તો બહુગુણકારી. પરંતુ જો ઉચ્ચ સ્થાન સ્થિત હોય તો બહુ ગુણકારી નહી.

## (૪૯) મહાદેવના મસ્તક ઉપર રહેલા ચંદ્રનું વર્ણન-

મહાદેવના મસ્તક ઉપર રહેલા ચંદ્ર સાથે આ ચૈત્ય સદશતા ધારણ કરે છે. કેવો તે ચંદ્ર? ગંગાજળના પ્રવાહના પડવાના અવાજ સાંભળવાથી ગંભીર બનેલ. હમેશાં મહાદેવ સાથે વિચરવાથી પ્રતિષ્ઠા અને ઉદય પ્રાપ્ત કરેલ. મહાદેવની પત્ની ગૌરીને મૈથુન પ્રસંગે દેદીપ્યમાન કરી તેનું પ્રિય કરનાર. અને કાંતિ, સૌંદર્ય વિગેરે ઘણા ગુણો ધરાવનાર.

## (૫૦) મહેશ્વરના હાસ્યનું વર્ણન-

તથા મહેશ્વરના અટ્ટહાસ્ય સાથે આ ચૈત્ય સામ્યતા ધરાવે છે. કેવું હાસ્ય? ત્રણે લોકમાં ગમન કરનાર. ઉજ્જવલતાને લીધે ચંદ્રને કંપ ઉપજાવનાર, અથવા ચંદ્રની કાંતિની માફક શોભાયમાન અટ્ટહાસ્ય સાંભળવાથી અને સદાકાળ પડતા તેના પડઘાને લીધે મહાત્મ્ય અને ઉન્નતિ મેળવેલ, ગંગા અને ગૌરીને આનંદ ઉપજાવનાર, શ્વેતતાદિ અનેક ગુણ સંપન્ન.

## (૫૧) મહેશ્વરના ભસ્મ વિલેપનનું વર્ણન—

તથા મહેશ્વરના ભસ્મોદ્દ્ધૂલન સાથે આ ચૈત્ય સામ્યતા ધરાવે છે. તેઆવી રીતે. આ ભસ્મરચના કરેલ છે એમ સમજી શકાય તેમ ન હોવાને લીધે ગંભીર, શું કપુરના જથ્થાથી બનાવેલ છે ?, શું રૂપાને ઓગાળીને રચેલ છે ?, શું સ્ફટિક રત્નના કકડામાંથી ઘડી કાઢેલ છે ?, શું બરફના પિંડમાંથી ઉપજાવેલ છે ?, અથવા શું સર્વ દ્રવ્યના સત્વમાંથી તૈયાર કરેલ છે ? આવી રીતના સંશયને ઉત્પન્ન કરનાર. તટ ઉપર બેઠેલાં બ્રહ્માની નાભિમાં રહેલા કમલોદ્ભવે ઉચ્ચારેલા સ્તુતિ મંત્ર મિશ્રિત વેદ વાક્ય સાંભળવાથી તેમ જ બ્રહ્માએ જ જણાવેલા અધ્યયનોથી શરીરમાં સ્થાન મેળવનાર. નમન કરનારાઓને વાંછિત વસ્તુ આપનાર. ગારી અને ગંગાએ આલિંગન સમયે જેનાથી સૌભાગ્ય શોભા બનાવેલ છે. એટલા માટે જ અત્યંત શ્વેતવર્ણું.

## (૫૨) દાનવ વર્ણન—

તથા આ ચૈત્ય દાનવ સાથે સરખામણી કરે છે. કેવો દાનવ ? મધ્ય ભાગની (ઉદરની) કોઈને પણ ગમ ન પડે એવો હોવાથી ગંભીર, પાતાલગંગાના પડતા ધોધનો અવાજ સાંભળવાથી નાગકુમારો વડે પ્રતિષ્ઠા પામેલો. દયા વગરનો. અસુરોની પત્નીઓને પ્રિય કરનાર. સ્હામા પક્ષે (દેવતાઓએ) કરેલા પ્રહારને ઝીલતા વખતે માયાવી હોવાને કારણે વિવિધરૂપ ધારણ કરનાર.

## (૫૩) નર વર્ણન—

હે ચૌલુક્યવંશી રાજેન્દ્ર! આ ચૈત્ય નર સાથે સામ્યતા ધરાવે છે. કેવો નર ? સકલ શાસ્ત્ર સાંભળવાથી ગંભીર. હમેશ ચરણો વડે પૃથ્વી ઉપર ફરીને પ્રતિષ્ઠા મેળવનાર દાતા. સુંદર સ્ત્રીથી ઇચ્છિત આનંદ મેળવનારઃ અને ગાંભીર્ય, ઔદાર્ય વિગેરે ઘણા ગુણો યુક્ત.

## (૫૪) લક્ષ્મી ઉડાવનારનું વર્ણન—

હે રાજન્! લક્ષ્મીને વેડફી નાખનારા માણસ સાથે આ ચૈત્ય સામ્યતા ધરાવે છે. કેવા રીતે? ગીત વિગેરે સાંભળવા વડે ગંભીર. હમેશાં પરસ્ત્રી સંભોગને લીધે બંધુઓમાં પ્રતિષ્ઠા ગુમાવેલો. તથા સંબંધીઓમાં વિત્ત ખર્ચવામાં નિર્દય અગર કૃપણ. તેમજ દેવગુરૂ વિગેરેની આસ્થા વગરનો. સારા માણસોની સારી સારી સ્ત્રીઓ સાથે (પરસ્ત્રીઓ સાથે) વિષય ભોગ તથા આલિંગનાદિ સુખ મેળવીને પોતાના સર્વ ધનનો નાશ કરનાર. એટલા માટે ગુણ વગરનો.

## (૫૫) સોનાના ચંદ્રનું વર્ણન.

તથા આ ચૈત્ય સોનાના ચંદ્ર સાથે સામ્યતા ધરાવે છે. સુવર્ણચંદ્ર કેવો? ઘડવાના ટાઈમે ઉત્પન્ન થતા ટંકાર (રણકાર) શબ્દથી ગંભીર. સોનાના બારીક ઘાટ ઘડતાં અવાજ ધીમો તેમજ મીઠો થાય છે અને હથોડી જોરથી ઠોકતાં તેનો અવાજ ગંભીર આવે છે. આકાશમાં રહેતો ચંદ્ર વેદની શ્રુતિઓથી ગંભીર છે તેથી અહીં ચંદ્રની અને સોનાની સરખામણી કરે છે. સુવર્ણચંદ્રક સ્ત્રી અને પુરૂષોના પગથી માંડીને પ્રતિષ્ઠા મેળવેલ હોય છે, ત્યારે ચંદ્રમા ગમન કરીને ઉદયાચલ ઉપર સ્થાન મેળવેલ છે. સુવર્ણચંદ્રક સારા માણસોના મસ્તક ઉપર રચના વિશેષથી આનંદ ઉપજાવનાર હોય છે ત્યારે ચંદ્રમા સુંદર તારાઓને આનંદ આપનાર છે. તથા સુવર્ણચંદ્રક કાંતિ વિગેરે અનેક ગુણયુક્ત હોય છે. આ બાબતમાં એક કાવ્ય યાદ આવે છે—

सौवर्णं वलयं जगाम विलयं पत्युर्वियोगानलै-
स्तन्व्याः केलिमृगस्पृशो वियुत इत्येषोऽपि ही दुःखितः।

बाष्पैः सिक्तमनास्म भूमिंहरिणा सक्तं च भर्तु स्मृते-
रुच्छासैर्गमनं मया त्वयमपि श्रीहेमचन्द्रः स्मृतः ॥[1]

(૫૬) યાચક વર્ણન—

તથા આ દેરાસર યાચક સાથે સરખામણી કરે છે. કેવો યાચક ! દાન આપનારના કડવાં વચન સાંભળવાથી કોપ નહી કરનાર હોવાથી ગંભીર, ઘેર ઘેર ફરીને આહાર પ્રાપ્તિ કરનાર, જેની સ્ત્રી જંગલમાં આનંદ પામે છે એવો, અને સર્વ ગુણોથી રહિત કહ્યું છે કે—

तृणं लघु तृणात् तूलं, तूलादपि हि याचकः ।
वायुना किं न नीतोऽसा ? मामपि प्रार्थयिष्यति ॥

હલકામાં હલકી ચીજ તૃણ છે. તેથી પણ હલકી ચીજ તરીકે આકડાના રૂને ગણી શકાય અને તે આકડાના રૂ કરતાં પણ તુચ્છ યાચક છે.

પ્રશ્ન—તો આવા હલકાને પવન કેમ ઉડાડી જતો નથી ?

ઉત્તર—પવનને પણ બ્હીક લાગે છે કે એ મારા પાસેથી પણ કંઇ માગી બેસશે.

(૫૭) નિષ્કામ વર્ણન—

તથા આ ચૈત્ય કામ રહિત મનુષ્ય સાથે સદશતા ધરાવે છે. કેવો નિષ્કામ નર ? સિદ્ધાંત સાંભળવાને લીધે સ્વભાવથી ગંભીર, હમેશાં પાતાના શુદ્ધ ચારિત્રને લીધે ખ્યાતિ પામેલો, તથા દેવલોકાદિમાં જવા લાયક નશીબ ધરાવનાર. સાધુ પુરૂષોની કાંતા સમાન ગણાએલી, દીક્ષાંગનાથી આનંદ પામનાર. અને દરેક ગુણોથી યુક્ત.

---

૧ આ કાવ્યનું અસલ સ્થાન મળી શકેલ નથી, અને અશુદ્ધ હોય એમ લાગે છે તેથી અર્થ કર્યો નથી. કારણ અસંબદ્ધ અર્થ થાય તો દોષના ભાગી થવાય.

(૫૮) ધર્મ વર્ણન—

પ્રથમ પુરૂષાર્થ ધર્મ સાથે આ ચૈત્ય સમાનતા ધરાવે છે. કેવો ધર્મ ? ગંભીરાર્થ, કારણ કે પાપ કરનારા કસાઈઓ પણ કહે છે કે 'અમે ધર્મ કરીયે છીએ' પરંતુ શબ્દ માત્રથી જ તેમનો અને સર્વજ્ઞ કથિત ધર્મ સમાન મનાય છે. પાળણ કરનારને સ્વર્ગ અને નરકનાં ફળ આપવાથી તેમાં ગાયના અને આકડાના દૂધના જેટલો તફાવત છે. ગાયનું દૂધ પીનારને પુષ્ટિ આપે છે ત્યારે આકડાનું દૂધ આંતરડા કાપી નાખે છે. તેથી ધર્મ ગંભીર કહેવામાં આવે છે. તથા **न हिंस्यात् सर्वभूतानि** કોઈ પણ જીવની હિંસા કરવી નહી એમ વેદ વાકયથી જણાવીને અન્ય ઠેકાણે **अजैर्यष्टव्यं** એમ પણ ઉલ્લેખ કરે છે. ત્યાં પરમાર્થ સમજ્યા સિવાય કેટલાક મંદબુદ્ધિ લોકો પશુનો યજ્ઞ કરવા સંબંધી અર્થ કરે છે પરંતુ પરંપરાથી વેદવાકયનો મતલબ સમજનારા જૈનો તો ત્રણ વર્ષ વીતાડેલી ડાંગરથી યજ્ઞ કરવાનું જ કથન કરે છે. કારણ કે જો જીવ હિંસાથી સ્વર્ગ મળી શકે તો નરકે કયા કારણથી જવાય? તેથી ધર્મ ગહન છે. હમેશાં શુદ્ધ ચારિત્રને લીધે જ જેમાં મોક્ષ પ્રાપ્તિ જણાવેલ છે. સત્પુરૂષોને આનંદ આપનાર, અને જ્ઞાન દર્શન, ચારિત્ર આદિ અનેક ગુણોથી સંયુક્ત.

(૫૯) અર્થ વર્ણન—

તથા શ્રી એટલે લક્ષ્મી. એજ અર્થ નામે બીજો પુરૂષાર્થ, તેના સાથે આ ચૈત્ય સરખામણી કરે છે. કેવી લક્ષ્મી ? જનારી (આખરે નાશ પામનારી), રાજ્ય, ચોર, ભાગીદાર, જલ, અગ્નિ વિગેરેથી ભય ઉત્પન્ન કરનારી. તથા શ્રુતધરો જેનું હમેશાં ખંડન કરે છે (વખોડે છે) એવી, લડાઇ–ઝઘડા વિગેરેથી મેળવેલી. સારા સારા માણસોનાં માથાં કપાવનારી, તત્ત્વ દૃષ્ટિએ જોતાં બીલ્કુલ આનંદ નહી આપનારી, એટલે જ ગુણ વગરની.

(૬૦) કામ પુરૂષાર્થ વર્ણન—

તથા આ ચૈત્ય કામ પુરૂષાર્થ સાથે સદશતા ધરાવે છે. કેવો કામ પુરૂષાર્થ ? વિષય વિલાસના શબ્દો સાંભળવાથી ગંભીર, હમેશાં સંગ્રામથી પ્રતિષ્ઠા મેળવેલ અને દયારહિત, એટલે કે કામીપુરૂષ રૂપી મૃગલાઓને મારવાના કામમાં શીકારી જેવો. સારા માણસો અને તેમની સ્ત્રીઓને સુખ આપનાર. તથા અખંડિત પણુચવાળા ધનુષને ધારણ કરનાર.

(૬૧) મોક્ષ પુરૂષાર્થ વર્ણન—

તથા આ ચૈત્ય મોક્ષ પુરૂષાર્થ સાથે સમાનતા ધારણ કરે છે. કેવો મોક્ષ પુરૂષાર્થ ? અનંત સિદ્ધોનો સમાવેશ થઇ શકે તેવો હોવાથી ગંભીર, અથવા પૂર્વાવસ્થામાં શ્રુતજ્ઞાનવાળા સિદ્ધોએ દર્શાવેલ, નિત્ય ( અવિનશ્વર ). જ્યાં ચારિત્રને લીધે સ્થાન મેળવી શકાય તેવો અને અભ્યુદય કરનાર. સાધુઓને આનંદ આપનાર તથા શાશ્વત સુખ દેનાર. અને જ્ઞાન, દર્શન, ચારિત્ર વગેરે ગુણોથી અલંકૃત.

(૬૨) દેહધારી સરસ્વતીનું વર્ણન—

તથા આ ચૈત્ય શ્રી સરસ્વતી સાથે સમાનતા ધારણ કરે છે. કેવી સરસ્વતી ? સેવા માટે આવેલા શ્રુતધરોથી ગંભીર બનેલી, હમેશાં પગથી મસ્તક સુધી સમ ચતુરસ્ર સંસ્થાનવાળી, સુંદર મસ્તકવાળી, મહાકવિઓને વરદાન આપનારી. અને સમગ્ર ગુણોનાં ભંડારરૂપ.

(૬૩) વચનરૂપ વાણીનું વર્ણન—

તથા આ દેરાસર વચનરૂપ વાણી સાથે સદશતા ધરાવે છે. કેવી વાણી ? સંસ્કૃત, પ્રાકૃત, માગધી, શૌરસેની, પૈશાચિક અને અપભ્રંસ શબ્દો સાંભળવાથી ગંભીર, અથવા શ્રુતજ્ઞાનિ ગણધરો વગેરેએ અનેક અર્થો કરેલા હોવાને લીધે ગંભીર. શબ્દોથી પ્રતિષ્ઠા અને અભ્યુદય પામેલી, વિદ્વાનોને પ્રિય થઇ પડેલી, +વૈદર્ભી, ગૌડી. પાંચાલી રૂપ રચનાને લીધે સમગ્ર જગતને પ્રિય અને ઓજસ* વગેરે અનેક ગુણોથી યુક્ત.

+, * આનું વર્ણન અન્ય ગ્રંથોથી જોઈ લેવું.

(૬૪) ધનિકની આજ્ઞારૂપી વાણીનું વર્ણન—

તથા આ દેવાલય ધનવાનની આજ્ઞા સાથે સરખામણી કરે છે. કેવી આજ્ઞા ? બીજા માણસોએ આપેલા જવાબો સાંભળવાથી ગંભીર, માલિકના કહેવા પ્રમાણે સેવકોએ કરેલા આચરણોથી ખ્યાતિ મેળવેલી, આજ્ઞા માનનારાઓને ખુશી કરનારી ( ઇચ્છિત આપનારી ) અને ઘણા ગુણોવાળી.

(૬૫) સુભટ વર્ણન—

તથા આ ચૈત્ય સુભટ સાથે સમાનતા ધરાવે છે. કેવો સુભટ ? હુશીઆરી ધરાવનાર સામે આવેલા સુભટના હોંકારા સાંભળવાથી ગંભીર બનેલો હમેશાં સંગ્રામથી જ પ્રખ્યાતિ અને આબાદી મેળવેલો, સહસ્રયોધિ વગેરે શત્રુ સમૂહથી સંતોષ પ્રાપ્ત કરનાર. અને અનેક ધનુષની દોરી ગ્રહણ કરનાર.

(૬૬) મંત્રવાદિ વર્ણન—

તથા મંત્રવાદિ સાથે આ ચૈત્ય સદૃશતા ધરાવે છે. કેવો મંત્રવાદી ? મંત્રના બળથી મેળવેલી કીર્તિ સાંભળવાથી ગંભીર, શત્રુઓના મદને ખંડન કરનાર, અથવા મંત્રના જોરથી પોતાની જિહ્વા વગેરેનો છેદન કરવાથી અને ઝેર વગેરે ભક્ષણ કરવાથી મંત્રવાદિઓમાં પ્રસિદ્ધિ તેમજ સમૃદ્ધિ મેળવેલો. મંત્રના બળથી આકર્ષણ કરેલી કામિનીઓ સાથે આલિંગનાદિ સુખ મેળવનાર, અને હર વખત મંત્ર ગણનાર.

(૬૭) પથિક વર્ણન—

તથા આ જીનાલય વટેમાર્ગુ સાથે સરખામણી કરે છે. કેવો વટેમાર્ગુ ? સર્વ દેશમાં ગમન કરનાર. હમેશાં જંગલોમાં વાઘ વગેરેની બીકથી શોભાયમાન. પગોને લીધે મહાત્મ્ય મેળવેલ. તથા ગમન કરનાર. સારા જંગલોમાં ઉપચય પ્રાપ્ત કરેલો. વિવિધ દેશોમાં ભ્રમણ કરવાને લીધે ઘણા ગુણો મેળવેલો.

(૬૮) ખાઉધરી સ્ત્રીનું વર્ણન--

તથા આ દેવાલય ખાઉધરી સ્ત્રીની સમાનતા કરે છે. કેવી તે સ્ત્રી ? જેટલો આપે તેટલા ખોરાકને ખાઈ જવાથી ગંભીર, હમેશાં ભક્ષણ કરવાના કાર્યને લીધે પ્રસિધ્ધિ મેળવેલી, બહુ ભક્ષીપણાને લીધે જ શરીરે મજબૂત બનેલી. અને ખૂબ ખોરાક ખાઇ જવાના ગુણવાળી.

(૬૯) સર્પિણી વર્ણન—

તથા આ ચૈત્ય સર્પિણી સાથે સરખાપણું ધારણ કરે છે. કેવી સર્પિણી ? બિલ (દર) વગેરેમાં ગમન કરનારી, દંશ દેવાને લીધે ભય ઉપજાવનારી, ચરણ વગરના સર્પોથી જન્મ અને ઉન્નતિ પામેલી, સર્પોની પત્ની. કોઈનું પણ શુભ નહી કરનારી. એટલા માટે જ દોષયુકત હોવાને કારણે ગુણ વગરની.

(૭૦) સ્વૈરિણી વર્ણન—

તથા આ ચૈત્ય સ્વચ્છંદી સ્ત્રી સાથે સામ્યતા ધરાવે છે. કેવી સ્વચ્છંદી સ્ત્રી ? પરપુરૂષો સાથે ગમન કરનારી, લોકાપવાદ સાંભળવાને લીધે પતિને ભય ઉપજાવનારી, હમેશાં પોતાની મરજી માફક અનાચાર સેવવાથી અને કરવાથી સ્વૈરિણી એવી પ્રતિષ્ઠા પામેલી, પોતાના પતિનો અંત આણનારી, પતિને કદી પણ સુખ નહી આપનારી, અથવા કદિ પણ હૃદયમાં પતિને સ્થાન નહી આપનારી, અથવા પરણેલા પતિ સાથે અનુકૂળ નહી રહેનારી એટલે વિરૂદ્ધ વર્તન કરનારી. તેથી જ ગુણ વગરની ગણાએલી.

(૭૧) પંડિતા સ્ત્રી વર્ણન—

તથા આ ચૈત્ય પંડિતા સ્ત્રી સાથે સમાનતા ધારણ કરે છે. કેવી પંડિતા ? સેવક જનને જ્ઞાન આપનારી, સર્વશાસ્ત્ર સાંભળવાને લીધે પ્રતિવાદીઓને ભય ઉપજાવનારી, સદા વરદાન આપનારી સરસ્વતીની કૃપા વડે વાચાલશક્તિ અને જ્ઞાન મેળવેલી, બુદ્ધિથી સભાને પણ જીતનારી, અથવા સારા માણસોની સભામાં વાદલબ્ધિ

સંપન્ન હોવાને લીધે શ્રેષ્ઠ ગણાતી. અન્ય વાદિઓના સમૂહને જીતીને પોતાના આત્માને આનંદ આપનારી, અને ગંભીરતા આદિ અનેક ગુણોયુક્ત.

(૭૨) સુરૂપ વર્ણન—

તથા આ વિહાર રૂપવાન્ સાથે સમાનતા ધરાવે છે. કેવો રૂપવાન્? ગંભીર હૃદયવાળો, અગર જેનો નાભિનો ભાગ ગંભીર છે એવો. શ્રુતધારી પંડિતોથી અને દાનથી વખણાએલો, પગથી માંડીને આખા શરીરે સમચતુરસ્ર સંસ્થાનવાળો. સુંદર સુંદરીઓને અત્યંત પ્રિય. અથવા સરસ શૃંગાર સજેલો, **यत्राकृतिस्तत्र गुणा वसन्ति** આ વાકયાનુસાર ઘણા ગુણોવાળો. અથવા શ્રેષ્ઠ શરીરવાળો હોવાને લીધે ગુણી પુરૂષોના સંસર્ગમાં આવનાર અને ગુણીજનોના સમાગમને લીધે સોબત કરનારામાં કેટલીક વખત કેટલાક ગુણો આવી શકે છે એટલા માટે જ સકળ ગુણોથી સંયુક્ત.

(૭૩) વાત્સ્યાયન મહર્ષિ વર્ણન—

તથા બુધ એટલે કામશાસ્ત્રના પ્રણેતા વાત્સ્યાયન મહર્ષિ સાથે આ ચૈત્ય સમાનતા ધારણ કરે છે. વાત્સ્યાયન ઋષિ સંબંધે પૌરાણિક દંતકથા એવી છે કે—

બાલ બ્રહ્મચારી વાત્સ્યાયન ઋષિ પોતાના તપોબળથી દેહસહિત સ્વર્ગ લોકમાં ગયો. ત્યાં સભાપતિ ઈંદ્રે કહ્યું કે આ સ્વર્ગમાં શી રીતે આવ્યો? આના પાસે પૈસો ન હોવાને લીધે એણે કોઇ દેવમંદિર, પરબ, તળાવ, વગેરે ધર્મસ્થાન બંધાવ્યાં નથી, તેમજ કોઈ પણ નવીન ગ્રંથની રચના કરી નથી. દુનીયામાં પ્રશંસા પ્રાપ્ત થાય એવા કંઇ પણ કામ કર્યા સિવાય માનવ દેહ સહિત સ્વર્ગમાં પ્રવેશ કરી શકે નહી. પરંતુ આ પોતાના તપોબળથી જ દેવાંગનાઓને પ્રિય થવા જાય છે એ યુકત નથી. એમ કહી ઈંદ્રે હુંકારો કર્યો અને સભાસદોએ પણ હુંકારો કર્યો તેથી વાત્સ્યાયન ઋષિ પવને ઉડાવેલા આકડાના રૂની માફક પાછો પૃથ્વી ઉપર પડયો, અને વિચાર કર્યો કે દરેક પ્રકા-

રના ધર્મશાસ્ત્રો તો પૂર્વ પુરૂષોએ બનાવેલા છે. માટે કામશાસ્ત્ર રચું. પછી કામશાસ્ત્ર રચવાની ઇચ્છાથી પરકાયપ્રવેશ વિદ્યાના બળથી મૃત્યુ પામેલી રાજાની પટ્ટરાણીના શબમાં પ્રવેશ કરીને રાજા પાસેથી સર્વ કામવિદ્યા શીખીને રાણીના દેહને ત્યજીને ફરી મહર્ષિ બની ને કામશાસ્ત્રની રચના કરી અને પછી માનવ દેહયુક્ત દેવલોકમાં પ્રવેશ કર્યો. તેથી કામશાસ્ત્રનો રચનાર હોવાથી તે મુંગ્ર કહેવાય છે વળી કેવો વાત્સ્યાયન ઋષિ ? રાજાએ કહેલા અનેક પ્રકારના કામશાસ્ત્રના રહસ્યનો ઉપદેશ સાંભળવાથી ગંભીર, શ્રેષ્ઠ બ્રહ્મચર્ય પાલન કરવાથી મહાત્મ્ય મેળવેલા વચનવાળો, અનુકૂલ નદીઓની માફક વિષયી માણસો અને સર્વ સ્ત્રીઓને સુરત, આલિંગન, ચુંબન, નખક્ષત વગેરેથી આનંદ ઉપજાવનાર, અને ઘણા ગુણોથી સંપન્ન.

(૭૪) તાપસ વર્ણન.

તથા મહાદેવનો વેષ ધારણ કરનારા તાપસ સાથે આ ચૈત્ય સમાનતા ધરાવે છે. કેવો લૌકિક તાપસ ? સર્વ તીર્થોમાં રહેલા શિવાલયોની યાત્રાએ જનાર, અવાજથી ભય ઉત્પન્ન કરનાર, હમેશાં ઘરોઘર ફરીને આજીવિકા ચલાવનાર, મહાદેવ અને તેમની સ્ત્રિઓ ગંગા અને ગૌરીની ભક્તિરચના ઉપર પ્રેમ ધરાવનાર. અને અત્યંત તમો ગુણ યુક્ત.

(૭૫) હરમાલિ વર્ણન.

તથા આ ચૈત્ય મહાદેવના જટાજૂટ સાથે સદશતા ધરાવે છે. કેવી જટા ? ગંગા નદીના જળના પડવાના ઝાત્કાર શબ્દ સાંભળવાથી ગંભીર, શ્રેષ્ઠ ગુંથણીને લીધે પ્રતિષ્ઠા મેળવેલી, મહાદેવની ગંગા અને ગૌરી સ્ત્રિઓએ શણગારેલી, તથા ઘણા દોરાઓથી ગુંથેલી.

(૭૬) ગૌરી હૃદય વર્ણન.

તથા આ દેરાસર ગૌરીના હૃદય સાથે સામ્યતા ધરાવે છે. કેવું હૃદય ? હાર, અર્ધહારના ઝણુકાર શબ્દ સાંભળવાથી ગંભીર, શિવના નખક્ષતથી અંકિત, મહાદેવના હૃદય સાથે ગાઢ આલિંગન આપતાં

શિવના કંઠમાં રહેલા અને ગેલ કરતા સર્પોને કચડી નાંખનાર. સ્તનોની ઉન્નતિને મેળવેલ, મહાદેવને આલિંગન સુખ આપનાર, અને ઘણા હારમાં રહેલા દોરાઓથી વિરાજિત (શોભાયમાન).

(૭૭) ચંદ્રકરવર્ણન.—

તથા ચંદ્રમાના કિરણો સાથે આ ચૈત્ય સામ્યતા ધરાવે છે. કેવા ચંદ્રના કિરણો ? શાસ્ત્રમાં વર્ણવેલા સ્વરૂપને સાંભળવાથી ગંભીર, નિરંતર ઠંડક આપનારા આચરણ વડે ઉદય પર્વત ઉપર સ્થાન મેળવેલા, સજ્જન પુરૂષોની સ્ત્રીઓને આલ્હાદ ઉપજાવનાર, એટલા માટેજ સમગ્ર દુનિયાને ઉપકારક હોવાને લીધે સદ્ગુણવાળા.

(૭૮) ચારિત્રને લીધે સ્થિર બનેલા ચિત્તનું વર્ણન—

તથા આ ચૈત્ય પર્વતની ગુફા જેવા ચિત્ત સાથે સદૃશતા ધરાવે છે. કેવું ચિત્ત ? શાસ્ત્ર સાંભળવાથી ગંભીર, ગિરિગુફા તો ગંભીરજ હોય છે. હમેશાં ચારિત્રને લીધે મહાત્મ્ય અને ઉન્નતિ મેળવેલ, ગિરિગુફા સિંહ અને સર્પો વગેરેના વસવાટવાળી હોય છે. ચિત્ત સજ્જન પુરૂષોને તેમજ સ્ત્રીઓને આલ્હાદ ઉપજાવનાર હોય છે ત્યારે ગિરિગુફા વિશાલ અરણ્યમાં વૃદ્ધિ પામેલા વૃક્ષોને પ્રિય કરનાર છે. તથા ચિત્ત ગાંભીર્ય આદિ ગુણોના આધારરૂપ છે ત્યારે ગિરિગુફા ભયનું રક્ષણ કરવ વગેરેના ગુણોવાળી હોય છે.

(૭૯) દાવાનળ વર્ણન—

તથા આ જિનાલય ઉલ્કા સાથે સાદૃશ્ય ધરાવે છે. કેવો દાવાગ્નિ ? દાહક સ્વભાવ હોવાને લીધે આમતેમ ગતિ કરનાર, ધગ ધગ શબ્દ સાંભળવાથી ભય ઉપજાવનાર, મળી આવેલા જે તે કાષ્ટ સળગાવીને ઉન્નતિ મેળવેલ, મહારણ્યમાં વૃદ્ધિ પામેલ. દાહક સ્વભાવ વાળો, તથા ઠંડક ઉડાવવા વગેરે અનેક ગુણોને ધારણ કરનાર.

(૮૦) સુખવર્ણન—

તથા આ ચૈત્ય સુખ સાથે સમાનતા ધરાવે છે. કેવું સુખ ? શાસ્ત્ર સાંભળવાથી ગંભીર, હમેશાં શબ્દોચ્ચારણથી મહાત્મ–પ્રતિષ્ઠા

મેળવેલ, સારી સ્ત્રીઓને ચુંબન વગેરેથી પ્રિય કરનાર, અથવા હમેશાં સુંદર દેખાવવાળું અને પ્રીતિ ઉપજાવનાર, તથા કાંતિ-તેજ વગેરે ઘણા ગુણોથી સંપન્ન.

(૮૧) શુક વર્ણન—

તથા આ દેરાસર જાતિવાન્ શુક સાથે સામ્યતા ધારણ કરે છે. કેવો શુક? આકાશમાં ગમન કરનાર, બીલાડી વગેરેના શબ્દો સાંભળવાથી બીકને લીધે કંપવાળો, હમેશાં મનુષ્યની માફક સ્પષ્ટ શબ્દોના ઉચ્ચારણથી પ્રખ્યાતિ મેળવેલો, શુકી સાથે આનંદ ભોગવનાર, અને સર્વ ગુણથી સંપન્ન.

(૮૨) સર્પદૃષ્ટિ વર્ણન—

તથા આ ચૈત્ય સર્પના નેત્ર સાથે સદૃશતા ધરાવે છે, કેવાં નેત્ર? આકારથી ગંભીર, હમેશાં ચરણ વગરના સર્પોથી પ્રતિષ્ટા અને ઉન્નતિ મેળવેલ, સુંદર દેખાવયુક્ત, મનોહરજનોને આનંદ નહી ઉપજાવનાર, અને દોષયુક્ત હોવાને લીધે ગુણયુક્ત નહી.

(૮૩) કામી વર્ણન—

તથા આ ચૈત્ય કામી પુરૂષ સાથે સામ્યતા ધરાવે છે. કેવો કામી? વિવિધ રાગ-રાગિણીઓમાં ગુંથેલા ગીતો સાંભળવાથી ગંભીર. વાત્સ્યાયન ઋષિએ પ્રરૂપેલા નખક્ષત, ચુંબન, આલિંગન વગેરે આચરણોથી પ્રતિષ્ઠા અને ઉદય મેળવેલ. સુંદર સ્ત્રીઓને સુરતાદિ સુખ આપનાર અને કાંતિ વગેરે ઘણા ગુણોથી યુક્ત.

(૮૪) કામિની વર્ણન—

તથા આ જિનાલય કામિની સાથે સરખામણી કરે છે. કેવી કામિની? વિષય ભોગ સંબંધી અવાજ સાંભળવાથી ગંભીર, કંઇક ચંચળ અને કંઇક સ્થિર એવા ચરણોથી ગમન કરનારી, પતિને આનંદ ઉપજાવનારી, અને સર્વ સ્ત્રી ગુણોથી યુક્ત.

(૮૫) સામંત વર્ણન--

તથા આ ચૈત્ય સામંત સાથે સામ્યતા ધરાવે છે. કેવો સામંત? શત્રુના વિજય માટે ગમન કરનાર, પ્રયાણશબ્દ સાંભળવાથી શત્રુઓને ભય ઉપજાવનાર, સંગ્રામોથી પ્રખ્યાતિ મેળવેલ, શત્રુઓને પ્રહાર કરવામાં દયા વગરનો, સ્ત્રીના જેવા (બાયલા) બનેલા સુભટોને સન્માન આપીને પ્રિય કરનાર, અથવા સ્ત્રી જેવા બનેલા સ્હામા પક્ષના સુભટોને મજબુત પ્રહાર કરીને તેમના પ્રાણ હરનાર હોવાથી તેમને આનંદ ઉપજાવનાર નહી. અને શૂરતા વગેરે ઘણા ગુણોથી યુક્ત.

(૮૬) માંસાહારિ વર્ણન—

તથા આ મંદિર માંસાહારી સાથે સદશતા ધરાવે છે. કેવો માંસાહારી? પશુ વધ માટે અરણ્યમાં ગમન કરનાર, જંગલી હિંસક પશુઓના શબ્દ સાંભળવાથી ભય ઉપજાવનાર, પશુઓના વિનાશ કરવાથી શરીરની પુષ્ટિ મેળવનાર, જંગલી જાનવરોથી શોભત અરણ્યમાં શિકાર વગેરે કરી આનંદ મેળવનાર, એકજ ધનુષની દોરી ઉપર અનેક વખત પ્રયત્ન કરવાથી બહુગુણી.

(૮૭) દયાલુ વર્ણન—

તથા આ જિનાલય દયાલુ સાથે સમાનતા ધરાવે છે. કેવો દયાલુ? શુદ્ધ સિદ્ધાંત સાંભળવાથી ગંભીર, સારી ચાલ ચલગતથી પ્રતિષ્ઠા અને ઉદય પ્રાપ્ત કરેલો, સજ્જન પુરૂષોને આલ્હાદ ઉપજાવનાર, અને દયા, દાક્ષિણ્ય વગેરે વિવિધ ગુણોથી સંપન્ન.

(૮૮) ચરવર્ણન—

તથા આ દેવાલય જાંગડ ચર (ખેપીયા) સાથે સામ્યતા ધરાવે છે. કેવો ચર? રાજ્ય, દેશના વ્યવહારની વાર્તા સાંભળવાથી ગંભીર, હમેશાં ગમન કરનાર. બીજા ચરો સાથે વાતચીત કરી જ્ઞાન મેળવનાર, મોટા જંગલોમાં ગુપ્ત સ્થળે નિવાસ કરનાર, મોટા ભાગે જંગલમાં રહીને વચ્ચે વચ્ચે નજીકના નગરમાં જઇને પોતાના સ્વામીનું હિત કરનાર અને પોતાનું સ્વરૂપ ગોપવીને ઓળખી ન શકાય એવા સ્વરૂપ વાળો.

(૮૯) રત્નપરીક્ષક વર્ણન—

તથા આ ચૈત્ય રત્નપરીક્ષક સાથે તુલના કરે છે. કેવો રત્નપરીક્ષક? રત્નપરીક્ષાના શાસ્ત્ર સાંભળવાથી ગંભીર, ખંડન અને તાડન કરીને તેમજ ભક્ષણ કરીને આ રત્ન શુદ્ધ છે, આ રત્ન અશુદ્ધ છે, આ રત્ન સ્વલ્પ તૃણવાળો છે વગેરે પરીક્ષાથી પ્રતિષ્ઠા અને આબાદી મેળવેલો, શ્રેષ્ઠ ચંદ્રકાંત, સૂર્યકાંત વગેરે મણિઓ વડે પોતાનું પ્રિય કરનાર, અને રત્નોના ગુણ-દોષ જાણવા સંબંધી ઘણા જ્ઞાન ગુણોથી યુક્ત.

(૯૦) આંગણાનું વર્ણન—

તથા આ જિનાલય આંગણા સાથે સામ્યતા ધરાવે છે. કેવું આંગણું? ગંભીર, વિદ્વાનોના બેસવાથી અને સારાં સારાં કામો થવાને લીધે મહાત્મ્ય મેળવેલું, સુંદર સ્ત્રીઓને સ્વસ્તિક વગેરે રચના કરવાથી પ્રિય લાગે તેવું, અને ઘણા ગુણોથી અલંકૃત.

(૯૧) મંગળકાંતિ વર્ણન—

તથા આ વિહાર મગળની કાંતિ સાથે સદશતા ધરાવે છે. કેવી મંગળની કાંતિ? શ્રુતજ્ઞાનિઓથી ગંભીર, ચારિત્રને લીધે આબાદી અને પ્રતિષ્ઠા મેળવેલી, સજ્જનોને પ્રિય કરનારી, અને ઘણા ગુણોની પ્રાપ્તિ કરાવનારી.

૯૨ નિધિકળશ વર્ણન—

તથા આ ચૈત્ય નિધિકળશ સાથે સમાનતા ધરાવે છે. કેવો નિધિકળશ? જેનો પ્રમાણ ન જાણી શકાય તેવો હોવાથી ગંભીર, તે સમુદ્રમાંથી નિકળ્યો છે વગેરે વેદવાક્યોથી અને સારા માણસોના આચરણથી અથવા સત્કર્તવ્યને લીધે પ્રખ્યાતિ મેળવેલ, સકળવાછિત વસ્તુને આપનાર, વિષ્ણુની પત્ની લક્ષ્મી વડે પ્રિચ્છિત કરાએલો, એટલા માટેજ સકલ ગુણથી વિભૂષિત.

(૯૩) જળચર વર્ણન—

તથા આ દેરાસર જળચર સાથે સામ્યતા ધરાવે છે. કેવો જળચર? ઉજ્જળના પાણીના અવાજથી ગંભીર, હમેશાં ચરણથી ગમન

કરીને ખોરાક મેળવનાર, અથવા ભક્ષણ કરવાથી શારીરિક શક્તિ મેળવનાર, બીજા સૂક્ષ્મ જળચર જીવોનું ભક્ષણ કરવાથી દયા વગરનો. કહ્યું છે કે—

अस्ति मत्स्यस्तिमिर्नाम शतयोजनविस्तरः ।
तिमिङ्गिलगिलोऽप्यस्ति तद्गिलोऽप्यस्ति राघव ! ।

હે રાઘવ! સો યોજનના વિસ્તારવાળો તિમિ નામે મત્સ્ય હોય છે. તેને ગળી જનાર તિમિંગલ નામે મત્સ્ય છે અને તેને ગળી જનાર મત્સ્યપણ છે. જળમાં ક્રીડા કરનાર અને પુરૂષાર્થ શૂન્ય હોવાને લીધે ગુણ રહિત.

(૯૪) દેવાકૃતિ વર્ણન—

તથા આ ચૈત્ય દેવાકૃતિ સાથે સામ્યતા ધરાવે છે. કેવી દેવાકૃતિ? ઉત્પત્તિ સમયેજ માણવક સ્તંભમાં રહેલાં પુસ્તકો સાંભળવાથી ગંભીર, પૂર્વજન્મમાં કરેલાં ધર્મકૃત્યોને લીધે દેવલોકમાં નિવાસ પામેલ, દાતા, પ્રધાન દેવાંગનાઓથી સંભોગ સુખાદિ મેળવેલ અને અનેક ગુણોના સ્થાનરૂપ.

(૯૫) વણિક્ વર્ણન—

તથા આ દેવાલય વાણીયા સાથે સમાનતા ધરાવે છે. કેવો વાણીયો? ઘરાકોના શબ્દ સાંભળવામાં ગંભીર, બીજાને ઠગી લેવા સંબંધીના આચરણ વડે પુષ્કળ દ્રવ્ય મેળવનાર, કૂડાં કાટલાં અને કૂડા માપાં કરીને ઘી તેલ વગેરે ઓછાં આપી, વધારે લઇને અન્યને મારી નાખવાની દાનતવાળો હોવાથી દયા વગરનો, કંજુસ હોવાને લીધે પોતાની પત્નીને પણ આનંદ નહિ આપનાર. કહ્યું છે કે—

द्विजाति-कायस्थ-किराटकानां, कादानशक्तिः परतर्ककाणाम्?।
वैद्योऽपि किं दास्यति याच्यमानो, यो मर्तुकामादपि हर्तुकामः

અન્ય પાસેથી માગી લેનારા બ્રાહ્મણ, કાયસ્થ અને કિરાટકોમાં દાનશક્તિ ક્યાંથી હોય? અને જે મરતા પાસેથી

પણ પડાવી લેવાની દાનત રાખે તેવો વૈદ્ય પણ યાચનારને શું આપે ? એટલા માટે જ ગુણ રહિત. અથવા પૈસા ટકાને અનેક વખત ગણવાવાળો.

(૯૬) જિનેશ્વરની પ્રતિમાનું વર્ણન—

તથા દેવાધિદેવ શ્રીજિનેશ્વરની પ્રતિમા સાથે આ ચૈત્ય સરખામણી કરે છે. કેવી પ્રતિમા ? ગંભીર, શ્રુતધરોએ સતકર્તવ્યોથી વિધિ મુજબ પ્રતિષ્ઠા કરેલી ભાગ્યોદય કરનારી. (જેની કૃપાવડે મનુષ્યોને નશીબ અનુકૂળ બને છે). મસ્તક સુધી સુંદર અવયવોવાળી, અને સમચતુરસ્ર સંસ્થાનવાળી.

(૯૭) અર્હદ્ભક્ત વર્ણન—

તથા અરિહંતપ્રભુની પ્રતિમાને વંદન કરનારા ભક્ત સાથે આ ચૈત્ય સમાનતા ધરાવે છે. કેવો ભક્ત શ્રાવક ? શ્રેષ્ઠ આગમોના અર્થને ધારણ કરનાર હોવાથી ગંભીર, સદાચારી ગણધરો આચાર્યો વગેરે પાસેથી વ્રત ધારણ કરેલો, દાતા, સત્પુરૂષો અને સ્ત્રીઓનું હિત કરનાર, તેથીજ દયા, દાક્ષિણ્ય આદિ હજારો ગુણોથી વિભૂષિત.

(૯૮) સ્યાદ્વાદવાદી વર્ણન—

તથા જૈનમતના પ્રતિષ્ઠાપક સ્યાદ્વાદશૈલીથી વાદ કરનારા જૈનવાદી સાથે આ ચૈત્ય સમાનતા ધરાવે છે, કેવો જૈનવાદી ? જૈનશાસ્ત્ર સાંભળવાથી ગંભીર ચિત્તવાળો, હમેશાં ચારિત્ર પાળવાને લીધે પ્રખ્યાતિ અને સર્વ જીવની રક્ષા કરવાને લીધે દયા ધારણ કરનાર. નિત્યાનિત્ય રૂપ દરેક એકાંતવાદીઓને મૃતપ્રાય કરનાર, નિત્યવાદનું ખંડન કરીને સ્યાદ્વાદિઓને ઇચ્છિત વિજય અપાવનાર, અને જ્ઞાનાદિ ઘણા ગુણોથી સંયુક્ત.

(૯૯) પૌરૂષ વર્ણન.

તથા શત્રુના સન્મુખ ગમન કરાવનારા પુરૂષાર્થ (તાકાત) સાથે આ ચૈત્ય સમાનતા ધારણ કરે છે. પૌરૂષ કેવું ? સ્હામા પક્ષના સુભટોની

હક્કા સાંભળવામાં ગંભીર. સ્હામે આવેલા શત્રુને પ્રહાર કરવો અને પુંઠ દેખાડનારને છોડી મુકવો, આવા પ્રકારના સદાચારથી મહાત્મ્ય મેળવેલ, અનુકૂળ નશીબને ધારણ કરનાર, વિદ્યમાન સુભટોમાં શ્રેષ્ઠ, અથવા આગળ આવેલા શત્રુઓના મસ્તકોનો અંત આણનાર, પોતાને ઇષ્ટ શત્રુસંહાર કરનાર અને સ્વામિભક્તિ. પૌરૂષ વગેરે અનેક (ઘણા) ગુણોને ધારણ કરનાર.

(૧૦૦) વિનાયક વર્ણન.

તથા હાથીના જેવા મુખવાળા વિનાયક ગણપતિ સાથે આ ચૈત્ય સમાનતા ધરાવે છે. કેવો ગજાનન ? મદમાં લુબ્ધ બનેલા ભ્રમરાઓના ગણગણાટ સાંભળવાથી ગંભીર, વરદાન આપવારૂપ સદાચરણથી માહાત્મ્ય મેળવેલ, અથવા દેવતાઓની પર્ષદા સાથે સંગ્રામ કરીને પ્રાતષ્ઠા મેળવનાર. પૌરાણિક કથન એવું છે કે–

'એક વેળા દેવતાઓમાં એવી વાત ચાલી કે જે કદ્રૂપો હોય તેને દેવપર્ષદામાંથી બહાર કરવો. તેથી ગણેશે વિચાર્યું કે દેવોમાં તો હું જ કદ્રૂપો છું, તેથી મારા માટેજ આ વાત ચાલે છે. એમ ચિંતવી મુદ્દગર ઉપાડી દેવોને કહેવા લાગ્યો કે બોલો જે દેવોમાં કદ્રૂપો હોય તેને બહાર ન કાઢી મુકું. આવી રીતે સંગ્રામની તૈયારી કરવાથી દેવોમાં તેને જગ્યા મળી.' શત્રુઓને હણવાને લીધે દયારહિત, મહાદેવની પત્ની ગૌરીને દર્શનથી સંતોષ સુખ આપનાર. ગૌરવાદિ ઘણા ગુણોથી યુક્ત.

(૧૦૧) ગજવર્ણન.

તથા આ દેરાસર ગજ સાથે સામ્યતા ધરાવે છે. હસ્તી કેવો ? પ્રતિપક્ષી હસ્તીના સન્મુખ જનાર, ગર્જારવના સાંભળવાથી ભય ઉત્પન્ન કરનાર, શ્રેષ્ઠ હસ્તિનીઓ સાથે વિષયસેવન કરનાર, અને ભદ્રજાતીય હોવાને લીધે ઘણા ગુણો વાળો.

(૧૦૨) ગજાગ્રેસર વર્ણન.

તથા આ ચૈત્ય ગજાગ્રેસર સાથે સરખાપણું ધારણ કરે છે.

કેવો ગજાગ્રેસર (યૂથપતિ)? દરેક હાથીને મોખરે ચાલનાર, પાછળ ચાલતા હાથીઓના સુસવાટા સાંભળવાથી ભય વગરનો, વેગવાળા બન્ને ચરણોથી પ્રખ્યાતિ પામેલો. કૂર્ચિકાથી આજ્ઞા આપનાર, અને પોતાથી અંતર પાડી, અન્ય હાથીઓને ઠગવારૂપી પોતાનું અભીષ્ટકાર્ય કરનાર*

(૧૦૯) વાગ્ભટ મંત્રીવર્ણન.

તથા આ જિનાલય વાગ્ભટ મંત્રી સાથે સમાનતા ધરાવે છે. કેવો વાગ્ભટમંત્રી? વેદોક્તિઓ અથવા જૈનસિદ્ધાંત સાંભળવાથી ગંભીર, શ્રુતધરજ્ઞાનીઓથી, અને શત્રુ ઉપર પણ અચિંતિત ઉપકાર કરવારૂપી સત્કર્તવ્યથી સમગ્ર દુનિયામાં પ્રખ્યાતિ મેળવેલ, મુનિઓને વસ્ત્ર, પાન, શયન, આસન, ઔષધ અને પુસ્તકાદિ દાન આપનાર, સારા માણસોથી આનંદ પામનાર, અને દયા, દાન, દાક્ષિણ્ય, ગાંભીર્ય, તથા સ્થૈર્ય, ઔદાર્ય, સૌન્દર્ય આદિ અનેક ગુણોરૂપી રત્નોની નિવાસભૂમિ (રોહણગિરિ) સમાન.

(૧૧૦) જૈનસિદ્ધાંત વર્ણન.

તથા શ્રીતીર્થંકરોની વાણીરૂપ સિદ્ધાંત સાથે આ વિહાર સામ્યતા ધરાવે છે. કેવો સિદ્ધાંત? અનેક અર્થો થતા હોવાને લીધે પાર પામી શકાય નહી, તેથી ગંભીર. અથવા +૧ મૂક, ૨ હુંકાર, ૩ બાઢકાર, ૪ પ્રતિપૃચ્છા, ૫ વિમર્શ, ૬ પ્રસંગપારગમન અને, ૭ પરિનિષ્ઠા આ સાત ભેદોથી ગંભીર, હમેશાં સદાચારનું વર્ણન કરવાથી અન્ય દાર્શનિકોમાં પ્રતિષ્ઠા અને ઉદય મેળવેલ. પર્યંતે અજરામર મોક્ષસુખ આપનાર. એટલા માટેજ ઇચ્છિત પ્રિય કરનાર, તથા પ્રશમ વગેરે ઘણા ગુણોથી યુક્ત.

---

* આ પછીના ૧૦૮ સુધીના અર્થો કોઈપણ પ્રતમાંથી મળી શક્યાં નથી.

+ આનું વિશેષ વર્ણન મેળવવા ઈચ્છનારાઓએ આવશ્યકસૂત્ર આદિ ગ્રંથો જોવા.

**(૧૧૧) સિદ્ધગતિ વર્ણન.**

તથા સકલ કર્મક્ષય થવાને લીધે શાશ્વતી લક્ષ્મીવાળી સિદ્ધગતિ સાથે આ ચૈત્ય સમાનતા ધરાવે છે. કેવી સિદ્ધગતિ ? મોક્ષ પ્રતિ ગમન કરનારા મુનિઓને સંસારથી ભય ઉત્પન્ન કરનારી હોવાથી ગંભીર, પ્રશ્ન–તે સિદ્ધગતિ શી રીતે મળી શકે ? ઉત્તર–શાસ્ત્રો શ્રવણ કરવાથી. હમેશાં ચારિત્રને લીધે પ્રતિષ્ઠા અને ઉર્ધ્વગમન મેળવેલી, સજ્જન પુરૂષોને આનંદ આપનારી હોવાને લીધે કાંતા સમાન, અનેકને પોતાના પ્રિય બનાવનાર. તથા જ્ઞાન. દર્શનાદિ ઘણા ગુણોથી યુક્ત.

**(૧૧૨) વેશ્યાસક્ત નર વર્ણન.**

તથા લક્ષ્મીનો નાશ કરનારા વેશ્યાસક્ત જાર માણસ સાથે આ ચૈત્ય સમાનતા ધારણ કરે છે. કેવો જાર ? હું તને વિશેષ ધન આપીશ એવી પ્રથમ વેશ્યા આગળ કબૂલાત કરીને ઘણું ઘણું કહેવા છતાં તેનો યોગ્ય નિવેડો નહી આણનાર હોવાથી ગંભીર. ગીત સાંભળવાથી અને તાંબૂલદાનાદિ આચરણવાળો હોવાથી વેશ્યાને ત્યાં સ્થાન મેળવેલ. અને વેશ્યા પાસેથી વૈભવ મેળવનાર, સુન્દર વેશ્યાથી વિષય ભોગાદિ ઇચ્છિત આનંદ મેળવનાર*

**(૧૧૫) શ્રી ઋષભદેવ વર્ણન.**

તથા યુગની શરૂઆતમાં શિલ્પકળા વગેરે શિખવનારા શ્રી ઋષભદેવ સ્વામી સાથે આ ચૈત્ય સમાનતા ધરાવે છે. કેવા શ્રી ઋષભદેવ ? ત્રણ જ્ઞાનધારક હોવાને લીધે ગંભીર, વ્રતગ્રહણ કર્યા પછી વર્ષ દિવસ સુધી આહારરહિત રહેવારૂપ તથા હજાર વર્ષ સુધી મૌન ધારણ કરવારૂપ સદાચારથી મહાત્મ્ય મેળવેલા તથા કેવળજ્ઞાનની પ્રાપ્તિ થયા બાદ સમવસરણમાં આવેલા ચારે નિકાયના દેવતાઓથી પૂજા સંબંધી ઉદય મેળવેલા, તેમજ મોક્ષરૂપી અભ્યુદય પ્રાપ્ત કરેલા. યુગલિકોની પત્નીઓને ધર્માધર્મની વ્યવસ્થા શીખવી તેમનું હિત કરનાર, તથા જ્ઞાન, દર્શન આદિ અનેક ગુણો યુક્ત.

---

* આ પછીના ૧૧૩ ને ૧૧૪ એ બે અર્થ પણ મળી શક્યા નથી.

(૧૧૬) ભરત ચક્રવર્તી વર્ણન.

તથા ભરતચક્રવર્તી સાથે આ દેરાસર સમાનતા ધરાવે છે. કેવા ભરતચક્રવર્તી ? ભરતક્ષેત્રના છએ ખંડમાં ગમન કરનાર, લોકો ઉપર પ્રથમ ભરત ચક્રવર્તીએજ રાજ્ય કરેલું. પરચક્રને ભય ઉપજાવનાર, ૬૪ હજાર સ્ત્રીઓ સાથે રતિસુખ મેળવવા દરેક રાત્રિએ પોતાના જેવા અનેકરૂપો ધારણ કરનાર. તેથીજ બહુરૂપધારી.

બાકીના વ્યાખ્યાને ઉપર આવી ગયાં છે.

છેવટે ગ્રંથકારે. ૧૧૬ અર્થોની અનુક્રમણિકા આપી છે તે ગ્રંથની શરૂઆતમાં આપી દીધેલી હોવાથી તેનો અનુવાદ કરવાની જરૂર રહેતી નથી.



[ ૨ ]

# પંચાર્થ કાવ્ય.

(૧) બ્રહ્મપક્ષે—

જે વાણીને ધારણ કરે છે. વિષ્ણુની નાભિથી ઉત્પન્ન થયેલા હોવાને લીધે પોતાના આધારભૂત વિષ્ણુથી ઓળખાતા. હિરણ્યગર્ભ નામ હોવાને લીધે હેમથી વિરાજમાન. જે પ્રાણીઓના પાપનો ક્ષય કરવા સમર્થ છે. જેને પાણીમાં રહેવાની નિર્મળ વૃત્તિ છે, અર્થાત્ પાણીમાં વીર્યનિક્ષેપ કરનાર. અને સૂર્ય તથા ચંદ્ર તેમના લોચનો હોવાને કારણે જેમનાથી ઘણાઓનું કલ્યાણ થએલ છે એવા, બ્રહ્મા અમારા સુખને માટે થાઓ.

(૨) વિષ્ણુપક્ષે—

જે ગોવર્ધન પર્વત અને ધેનુ વૃંદને ધારણ કરે છે, જે ગરૂડ વાહન અને શ્યામ વર્ણથી ઓળખાય છે. શેષશાયી હોવાને લીધે જે નાગથી શોભિત છે. કલ્કિરૂપે મ્લેચ્છજાતિ હોવાને કારણે ખડ્ગ ધારણ કરી કલિકાળનો વિનાશ કરવા જે શક્તિમાન છે, જેનો નિવાસ જળમાં છે અને જેના સ્મરણથી ઘણાઓનું કલ્યાણ થાય છે, એવા વિષ્ણુ અમારા સુખને માટે થાઓ.

(૩) મહાદેવ પક્ષે—

જે ગંગા નદીને ધારણ કરે છે. જે મુકુટમાં રહેલા ચંદ્રમાથી ઓળખી શકાય છે. જે સર્પોના આભૂષણોથી શોભે છે. જે પાપને નાશ કરવા સમર્થ છે. જે અનેક નિર્મળ વરદાન આપનાર છે, અને જેનાથી શિવપદ પ્રાપ્ત થાય છે. એવા મહાદેવ અમારા સુખને માટે થાઓ.

(૪) સૂર્યપક્ષે—

જે પાંગળા અરૂણુ સારથીને અને દ્યુતિને ધારણુ કરે છે. જેને સાત ઘોડાઓથી પ્રસિદ્ધિ પ્રાપ્ત કરેલ છે. જે ઉદયાચલ ઉપર શોભાયમાન હોય છે. જે અંધકારનો નાશ કરવામાં અત્યંત શક્તિમાન છે, જેના નામથી વાર ચાલે છે. અને જેનાથી દરેકને આનંદ તથા નિરૂપદ્રવપણું થાય છે એવો સૂર્ય અમારા સુખને માટે થાઓ.

(૫) ચંદ્રપક્ષે—

જે વિંધ્યાચળની માનિનીને ધારણુ કરે છે. મૃગલંછન હોવાથી આધારભૂત હરણુને લીધે પ્રખ્યાતિમાં આવેલો, જે ઉજ્જવલ વર્ણુથી ઐરાવણુ સાથે જળમાં જન્મ મેળવેલ, અમૃતમય કિરણોવાળો અથવા તારારૂપી સ્ત્રીઓ સાથે એકેક દિવસના નિવાસ સમાન સ્થિતિ પાળનાર. સૌમ્યગ્રહ હોવાને લીધે જેનાથી અત્યંત સુખી થાય છે, એવો ચંદ્ર અમારા સુખને માટે થાઓ.

(૬) પાર્શ્વજિન પક્ષે—

જે મન, વચન અને કાયાના અશુભ વ્યાપારને રોકવા રૂપ યોગને અને પાંત્રીશ ગુણુથી વિભૂષિત યોજનગામિની વાણીને ધારણુ કરે છે,

જે ધરણેંદ્રથી ઓળખાય છે ( અર્થાત્ ઘણા ભાગે તેમની મૂર્તિ સાથે ધરણેંદ્ર પદ્માવતીની મૂર્તિ હોય છે. ) જે સર્પના લાંછનને ધરવાવાળા છે.

જે મેઘમાલિએ કરેલા જળના ઘોર ઉપસર્ગને સહન કરવાવાળા છે. અને જેમના ચરણુકમળની સેવાથી મોક્ષ પ્રાપ્તિ થાય છે. એવા શ્રીપાર્શ્વનાથ પ્રભુ અમારા સૌખ્યને માટે થાઓ.

---

[ ૩ ]

# અનુલોમ પ્રતિલોમ શ્લોક.

—(*)—

વીતરાગપક્ષે—

જે સારા સ્વરવાળા હોવાને લીધે હંસ જેવા શબ્દવાળા કહેવાય છે. જે દેવોના દેવ છે. જે લોકોને માન્ય છે. ભય રહિત છે. જે ભવ્ય જીવોને વાદમાં સેવા કરવા યોગ્ય છે. જે ચંદ્ર સમાન આલ્હાદ આપનાર છે. અને જે કામદેવનો નાશ કરનાર છે એવા વીતરાગ પ્રભુને હું વંદું છું.

મહાદેવપક્ષે—

જે 'હંસનાદ' એવા નામથી પ્રસિદ્ધ છે. જે બ્રહ્માને પૂજનીય છે. જે અન્ય દેવોથી ઉચ્ચ હોવાને લીધે દેવોના દેવ ગણાય છે. જે ભયરહિત છે. જે વિવાદના સમયમાં ભવિ જીવોને સેવા કરવા યોગ્ય છે. જે ઉજ્જવલ વર્ણ હોવાને લીધે ચંદ્રની પેઠે આલ્હાદ આપનાર છે અને જે કામદેવને ભસ્મ કરનાર છે એવા મહાદેવને હું વંદુ છું.



# શ્રી સોમપ્રભાચાર્ય વિરચિત

## શતાર્થ કાવ્ય.

—x—



ધર્મોપદેશના સમયે જેની વાણી કામધેનુની માફક દરેક જીવોના હૃદયને અનુકૂળ વિચિત્ર અર્થને ઉત્પન્ન કરે છે તે શ્રી તીર્થંકરદેવ અમને મોક્ષ સુખ આપો. ૧

વર્ષાદના પાણીથી લતાઓની પેઠે જેના સ્મરણમાત્રથી બુદ્ધિનો વિકાસ થવાથી મનુષ્યોનાં શ્રેષ્ઠ વચનો દીપી નીકળે છે તે, કૃપાવડે અનુગ્રહ કરનારી શ્રુતદેવી અમારૂં રક્ષણ કરો. ૨

વિશુદ્ધ ચંદ્રગચ્છરૂપી આકાશમાં પૂર્ણચંદ્ર સમાન શ્રી અજીત દેવસૂરિ થયા, કે જેમનાથી જિનેંદ્ર ધર્મરૂપી સમુદ્ર ધનરૂપી જળ વડે અત્યંત વૃદ્ધિ પામ્યો. ૩

તેમના ચરણ કમળમાં હંસ સમાન, બળવાન્ કામદેવરૂપી હાથીનો વિજય કરવામાં સિંહ જેવા શ્રીવિજયસિંહસૂરિ વર્તમાન સમયમાં વિજયવંતા વર્તે છે. જેમની ચારિત્ર પાલનની દુષ્કર પ્રવૃત્તિ જોઇને લોકો તીક્ષ્ણ તરવારની ધારાને પણ દ્રાખ જેવી કોમળ સમજે છે. (અર્થાત્ ખડ્ગની ધાર કરતાં પણ અસહ્ય સંયમ પાલન કરે છે.) ૪

તેમના ચરણ કમળમાં ભૃંગસમાન, અને પરોપકાર માટે વ્રત ધરનાર શ્રીસોમપ્રભ એવા નામથી પ્રસિદ્ધ આચાર્ય શતાર્થ કાવ્ય ઉપર વૃત્તિ રચે છે. ૫

તે શતાર્થ કાવ્ય આ પ્રમાણેઃ---

कल्याणसार सवितानहरे क्षमोह
कान्तारवारण समान जयाद्यदेव ! ।
धर्मार्थ कामद महोदय वीर धीर
सोमप्रभाव परमागम सिद्धसूरे ॥

[ આ પછી ૧૦૦ અર્થોનાં અનુક્રમે નામ આપેલાં છે, તે અનુક્રમણિકામાં આવી ગએલાં હોવાથી અહિં તેમનો પુનઃ ઉલ્લેખ કરતાં નથી.]

## ૨૪ તીર્થંકરો.

(૧) ઇંદ્રોના સમૂહથી સેવાએલા ચરણવાળા **શ્રીયુગાદિદેવ**–

કલ્યાણ–મંગળરૂપી કમળોનો વિકાસ કરવામાં સૂર્યસમાન !, ઇંદ્રિયો, આત્મા, જ્ઞાન અગર વ્યવહાર સંબંધી ભ્રાંતિરૂપી વનનો ભંગ કરવામાં હસ્તી સમાન !, પુણ્ય, સાધુ તથા શ્રાવકનો આચાર, દ્રવ્ય, તેમજ ઇચ્છિત પદાર્થોને આપનાર !, પાંચશે ધનુષ્ય પ્રમાણે દેહ ધારી હોવાને કારણે મહાન્ ઉન્નતિવાળા !, સકળ કર્મ શત્રુઓનો વિજય કરવામાં શૂરવીર !, 'વર્ષ દિવસ સુધી પ્રભુ આહાર લીધા વગર વિચર્યા હતા ' એવો આગમપાઠ હોવાથી ક્ષુધા, તૃષ્ણાદિ પરીષહ સહન કરવામાં સમર્થ !, ચંદ્ર સમાન આલ્હાદ ઉપજાવનાર !, સર્વ પ્રાણી માત્રની દયા જેમાં પ્રધાન છે એવા આગમવાળા ! અર્થાત્ **अत्थं भासइ अरहा અર્થ રૂપે સિદ્ધાંતો તીર્થંકરજ વર્ણવે છે.** અને જેમનાથી પુંડરીક ગણધર વગેરે સિદ્ધિપદ પામ્યા છે એવા !, આ ચાલુ અવસર્પિણી કાળના પ્રથમ તીર્થંકર ! હે **આદ્યદેવ** ! શ્રી યુગાદિ દેવ ! તમે જયવંતા વર્તો.

(૨) નમન કરતા દેવ સમૂહથી શોભતા **શ્રીઅજિતનાથ**–

સુવર્ણ પદ્મ સમાન કાંતિ યુક્ત !, ક્ષમા ધરનાર !, સુંદર ગમન કરનાર !, ગજ લંછન ધારક !, ગજલંછન જોવાથી આ અજિતજિન છે એમ કલ્પી લોકોથી પૂજાએલ !, દેવોના દેવ !, ધર્મના હેતુ ભૂત !,

કામદેવનો નાશ કરનાર !, મોક્ષપ્રાપ્ત !, રાગદ્વેષાદિ ચોરોથી નિવૃત્ત કરનાર હોવાને લીધે ધીર !, આલ્હાદક !, જેના આગમથી સૂરિઓ અને ગણધરો સિદ્ધિપદ વર્યા છે. એવા વિજયા રાણીના પુત્ર !, અને સર્વત્ર વિજયપ્રાપ્ત હોવાથી અજિત ! અર્થાત્ અજિતનાથ ! તમે પોતાથી ભિન્ન (અન્ય) જીવનું રક્ષણ કરો.

(૩) ચરણના સ્મરણ માત્રના પ્રભાવથી સંસારની ઉત્પત્તિનો ભંગ કરનાર **શ્રીસંભવનાથ**–

કલ્યાણથી શ્રેષ્ઠ !, ક્ષમાના વિતર્કરૂપી વનને વિકસાવવામાં જળ. સમાન !, યુદ્ધને સમાપ્ત કરવા યોગ્ય જ્ઞાનથી, સંપન્ન ! દેવાધિદેવ !, ધર્મ, અર્થ અને કામરૂપી ત્રિવર્ગને આપનાર !, મોક્ષે ગમન કરવાને કુશળ !, આલ્હાદ આપનાર !, ઉત્કૃષ્ટ સિદ્ધાંતના પ્રરૂપક ! અને જેમનાથી સૂરિઓ સિદ્ધિપદ પામ્યા છે એવા અશ્વના લંછનવાળા હે શ્રીસંભવનાથ ! તમે જય પામો.

(૪) સમગ્ર ત્રિલોકને આનંદ આપનાર **શ્રીઅભિનંદન**–

કલ્યાણથી શ્રેષ્ઠ !, ઇંદ્રિયોના અજ્ઞાનરૂપી વનનો નાશ કરવામાં હસ્તી સમાન !, દેવાધિદેવ, ધર્મ, અર્થ અને કામ રૂપી ત્રિવર્ગને આપનાર !, મોક્ષે જવા કુશળ !, પરમ આલ્હાદક !, શ્રેષ્ઠ સિદ્ધાંતના પ્રરૂપક ! અને જેમનાથી સૂરિઓ સિદ્ધિપદ પામ્યા છે એવા વાનરના લંછનવાળા હે શ્રીઅભિનંદન જિન ! તમે જય પામો.

(૫) ભયંકર દુર્ગતિરૂપી ખીણમાં પડતા જીવોનો ઉદ્ધાર કરવામાં કુશળ મતિવાળા **શ્રીસુમતિનાથ**–

સમગ્ર લોકાલોકને જ્ઞાનથી જોનાર !, મોહરૂપી અરણ્યને ઉખેડી ફેંકવામાં વનગજ સમાન !, માન અને જયયુક્ત !, દેવાધિદેવ !, ધર્મ, અર્થ અને કામ ને આપનાર !, મોક્ષે જનાર !, આલ્હાદ ઉપજાવનાર !, અને જેના આગમથી સૂરિઓ સિદ્ધ થયા છે એવા, ક્રૌંચ પક્ષીના લંછનને ધરનાર ! તેમજ શોભનમતિથી વિરાજતા હે શ્રી સુમતિનાથ ! તમે ભાવ શત્રુને દૂર કરો.

(૬) પોતાના શરીરની કાંતિથી પદ્મરાગમણિની પ્રભાને જીતનારા

શ્રીપદ્મપ્રભ-

સકળ લોકના ભાવોને જોનાર !, મોહરૂપી વનનો નાશ કરવા હાથી સમાન !, માન અને જયયુક્ત !, દેવોના દેવ !, ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થ આપનાર !, મોક્ષે ગમન કરવામાં શૂરવીર તથા ધીર !, આલ્હાદ ઉપજાવનાર !, આગમથી સિદ્ધ બન્યા છે સૂરિઓ જેના એવા, શ્રેષ્ટ કમળના લંછનવાળા હે શ્રી પદ્મપ્રભ ! તમો ભાવ શત્રુને દૂર કરો.

(૭) જઘન્યથી પણ કોટિ દેવો જેના પાસે સેવાર્થ રહે છે એવા શ્રીસુપાર્શ્વનાથ-

પાંચ ફણાના વિસ્તારવાળો સર્પ છે મસ્તકે જેને એવા, ઇંદ્રિયો સંબંધી અજ્ઞાન યા ભ્રાંતિ રૂપી વનનો નાશ કરવા વન ગજ સમાન !, દેવાધિદેવ !, મોક્ષમાં વિશિષ્ટ રીતે ગમન કરવામાં ધીર !, ધર્મ, અર્થ અને કામના આપનાર !, આલ્હાદક ! અને ઉત્કૃષ્ટ સિદ્ધાંતના પ્રરૂપક !, સિદ્ધ થયા છે સૂરિઓ જેના એવા હે સ્વસ્તિક લંછનધારક !–શ્રી સુપાર્શ્વનાથ ! તમે જયવંતા વર્તો.

(૮) સમગ્ર લોકના લોચનરૂપી ચકોરને આનંદ આપવા ચંદ્રમાની પ્રભા સમાન શ્રીચંદ્રપ્રભ-

કલ્યાણથી શ્રેષ્ટ !, ઇંદ્રિયજન્ય અજ્ઞાનરૂપી વનમાં હસ્તી સમાન !, માન અને જયયુક્ત !, દેવાધિદેવ !, ધર્મ અર્થ અને કામના આપનાર !, મોક્ષે જવામાં કુશળ !, આગમથી જેના સૂરિઓ સિદ્ધ થયા છે એવા, ચંદ્રલંછન ધરનાર !, હે શ્રીચંદ્રપ્રભ અન્ય લોકનું તમે રક્ષણ કરો.

(૯) સકલ ઇંદ્રોથી કરાએલ ચરણ સેવાવાળા શ્રી સુવિધિનાથ-

સકલ કલ્યાણ શ્રેષ્ઠ !, પશુવધ પ્રધાન યજ્ઞના નિષેધક !, પરમાર્થથી વસ્તુનું અવલોકન કરનાર !, અજ્ઞાનરૂપી વનમાં હાથી સમાન !, દેવાધિદેવ !, ધર્મ, અર્થ અને કામને આપનાર !, મદ અને જયથી યુક્ત !, મોક્ષે જવામાં કુશળ !, જેના આગમથી સૂરિઓ સિદ્ધ થયા છે એવા, ચંદ્રસમાન પ્રભાવાળા ( પુષ્પદંતનામ હોવાથી) તેમજ

મકરનું લાંછન ધરનારા હે શ્રી સુવિધિનાથ! તમે ભક્તિ તત્પર જનોનું રક્ષણ કરો.

(૧૦) ગંગાના તરંગો સમાન ઉજ્જવલ ચારિત્રથી પૃથ્વીતળને પવિત્ર કરનાર **શ્રી શીતળનાથ**–

પશુયજ્ઞના વિસ્તારનો નાશ કરનાર !, યથાવસ્થિત વસ્તુતત્ત્વને જોનાર !, મોહરૂપી વનમાં હાથી સમાન !, દેવાધિદેવ !, ધર્મ, અર્થ અને કામને આપનાર !, મોક્ષે જવામાં હોંશીયાર !, ઉચ્ચ સિદ્ધાંતના પ્રરૂપનાર !, તેમજ સિદ્ધ થયા છે સૂરિઓ જેના એવા, શ્રી વત્સલંછનને ધારણ કરનાર !, તથા ચંદ્રના જેવા પ્રભાવવાળા–શીતળ ! હે શ્રી શીતળનાથ ! તમે વિજયવંતા વર્તો.

(૧૧) સ્મરણ માત્રથી શ્રેય:—કલ્યાણનો ઉલ્લાસ કરનાર **શ્રી શ્રેયાંસનાથ**—

ધનથી અગર બળથી વિસ્તાર યુક્ત થએલ છે હરિ–જેમના પિતા વિષ્ણુ રાજા એવા ( વિષ્ણુ રાજાના પુત્ર ! ), ઇંદ્રિય જન્ય મોહરૂપી વનને નાશ કરવામાં વનગજ સમાન !, દેવાધિદેવ !, ધર્મ, અર્થ અને કામને આપનાર !, મોક્ષે જવામાં કુશળ; આલ્હાદ આપનાર !, શુદ્ધ સિદ્ધાંત પ્રરુપક !, જેનાથી સિદ્ધ થયા છે સૂરિવરો એવા હે શ્રી શ્રેયાંસનાથ ! તમે જયવંતા વર્તો.

(૧૨) પરમ ઐશ્વર્યના નિવાસસ્થાન રૂપ ઇંદ્રોથી પૂજાએલા **શ્રીવાસુપૂજ્ય**—

ગમન વખતે સુવર્ણ કમળોના વિસ્તારવાળા (દેવકૃત સુવર્ણના નવ કમળો ઉપર ગમન કરનાર !), જગતનું અવલોકન કરનાર !, મોહરૂપી વનનો વિધ્વંસ કરવામાં ગજરાજ સમાન !, ધર્મ, અર્થ અને કામ પુરૂષાર્થના આપનાર !, મોક્ષમાં જવા હોંસીયાર !, આલ્હાદ ઉપજાવનાર !, અને જેના આગમથી સિદ્ધ થયા છે સૂરિવરો એવા,

દેવાધિદેવ ! અને વસુપૂજ્ય રાજાની પટ્ટરાણી જયાદેવીના પુત્ર ! હે વાસુપૂજ્ય પ્રભો ! તમો ભાવશત્રુને દૂર કરો.

(૧૩) નમન કરતા ઇંદ્રોના મુકુટમાં રહેલા મણીઓની પ્રભાથી દૈદિપ્યમાન બન્યાં છે ચરણ કમળ જેનાં એવા **શ્રીવિમળનાથ**–

સુવર્ણ કમળના વિસ્તાર સમાન દેહકાંતિ સંપન્ન !, ક્ષમા ધરનાર !, અંતર શત્રુઓનો પરાજય કરવાથી ગર્વયુક્ત !, ધર્મ, અર્થ અને કામ પુરૂષાર્થને આપનાર !, મુક્તિએ જવા કુશળ !, આલ્હાદ આપનાર !, શુદ્ધ આગમના પ્રરૂપક !, અને જેનાથી સૂરિઓ સિદ્ધ થયા છે એવા, મનોહર !, જળના જેવા નિર્મળ સ્વરૂપવાળા હોવાથી હે વિમળ ! તમે જય પામો.

(૧૪) અનંત કેવળ જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંત વીર્યથી સંપન્ન **શ્રીઅનંતનાથ**—

કલ્યાણથી શ્રેષ્ઠ !, દર્શન સંબંધી ભ્રાંતિનો નાશ કરવા સૂર્ય સમાન ! (યથાર્થ પદાર્થના જ્ઞાનમાં થતી ભ્રાંતિને જેમ સૂર્ય હરે છે તેમ પ્રભુ પણ હરે છે. ), માન અને જય યુક્ત !, દેવાધિદેવ !, ધર્મ, અર્થ અને કામ પુરૂષાર્થને આપનાર !, મોક્ષમાં ગમન કરવા દક્ષ !, આલ્હાદક !, અને જેના આગમથી, સૂરિઓ સિદ્ધ થયા છે એવા, શ્યેન પક્ષીના લંછનને ધરનાર ! અંતે જતાં અટકાવનાર ! અર્થાત્ હે અનંત ! તમે ભાવશત્રુને દૂર કરો.

(૧૫) દશવિધ ×સાધુ ધર્મના ઉપદેશક **શ્રીધર્મનાથ**—

× ૧ ક્ષમા, ૨ નમ્રતા, ૩ સરળતા, ૪ શૌચ, ૫ સત્ય, ૬ સંયમ, ૭ તપ, ૮ નિર્લોભતા, ૯ નિષ્પરિગ્રહતા અને ૧૦ બ્રહ્મચર્ય. આ દશ પ્રકારે યતિ ધર્મ ગણાય છે. ગીતાજીમાં જણાવેલા બ્રાહ્મણના ધર્મો પણ પ્રાયઃ એને મળતા આવે છે. તે આ પ્રમાણે-–

शमो दमस्तपः शौचं, क्षान्तिरार्जवमेव च ।
ध्यानं विज्ञान मास्तिक्यं, ब्रह्म कर्म स्वभावजम् ॥

ધર્મ સિવાય માત્ર અર્થકામદ અર્થાત્ અર્થ અને કામને આપનાર કહેવાથી પણ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થને આપનાર !, સુવર્ણ કમળના જેવી કાયકાંતિ ધરનાર !, ઇંદ્રિયજન્ય અજ્ઞાન રૂપી વનનો વિધ્વંસ કરવા હસ્તી સમાન !, દેવાધિદેવ !, મોક્ષે જવા સમર્થ !, આલ્હાદ આપનાર !, ઉચ્ચ સિદ્ધાંત !, અને જેમના સિદ્ધ થયા છે સૂરિઓ એવા, ધર્મ ! હે શ્રીધર્મનાથ !, પ્રભો તમે વિજયવંતા વર્તો.

(૧૬) પોતાના અવતારથી સર્વ ઉપદ્રવોની શાંતિ કરનારા શ્રીશાંતિનાથ—

—સુવર્ણ કમળોના વિસ્તાર સમાન શરીરકાંતિને ધારણ કરનાર ! અર્થાત્ શરીરે પીતવર્ણ !, રક્ષણ માટે અવતરણ છે જેનું એવા અર્થાત્ મરકી વગેરે ઉપદ્રવોથી રક્ષણ કરનાર !, પૂજનીય !, દેવાધિદેવ !, ધર્મની અભિલાષાવાળા !, મોક્ષે જવાની ઉત્કૃષ્ટ બુદ્ધિને આપનાર !, આલ્હાદક !, ઉચ્ચ સિદ્ધાંતના પ્રરૂપક !, અને જેનાથી સૂરિવરો સિદ્ધ થયા છે એવા, તેમજ દષ્ટિને મોહ ઉપજે એવા મૃગના લંછનવાળા હે શ્રી શાંતિનાથ ! તમે જય પામો.

(૧૭) બાર પ્રકારની ભાવરૂપી વનરાજીને વિસ્તારવામાં જળ સમાન શ્રીકુંથુનાથ—

સુવર્ણપદ્મના વિસ્તાર સમાન પીત વર્ણ !, અજ્ઞાનજન્ય મોહરૂપ વનનો ઉચ્છેદ કરવા ગજ સમાન !, દેવાધિદેવ !, ધર્મ, અર્થ અને કામ સંજ્ઞક ત્રિવર્ગને આપનાર !, મોક્ષે જવા કુશળ !, આલ્હાદક !, અને શ્રીદેવી (પ્રભુની માતા) થી જન્મ છે જેમનો એવા, તથા લંછનમાં છાગ (અજ) ને ધારણ કરનાર !, અર્થાત્ શ્રી કુંથુનાથ ! તમો જેઓ શત્રુ, મિત્ર, તૃણ, સ્ત્રી સમૂહ, પાષાણ તેમજ સુવર્ણ ઉપર સમ ચિત્તવાળા છે એવા (મુનિવરાદિ) નું રક્ષણ કરો.

(૧૮) લીલામાત્રથી સકળ કલેશને દળનારા શ્રીઅરનાથ—

ચોરાશી લાખ અશ્વયુક્ત !, ષટ્ખંડવાળા ભરતક્ષેત્રની પૃથ્વીના પાલન માટે વિતર્ક કરનાર !, મનોહર !, અથવા ૬૪ હજાર કલત્ર સંયુકત !, ૮૪ લાખ હસ્તીથી અહંકારવાળા, આ સર્વ વિશેષણોથી પ્રભુનું ચક્રવર્તિપણું સૂચવે છે. દેવાધિદેવ !, ધર્મ, અર્થ અને કામરૂપ પુરૂષાર્થને આપનાર !, ચક્રવર્તિપણાના ભોગોને ત્યજીને ચારિત્રધર્મની ચાહનાવાળા !, એટલા માટે કામદેવનું ખંડન કરનાર !, મોક્ષે જવા કુશળ !, આલ્હાદક !, શુભ સિદ્ધાંત !, અને સિદ્ધ થયા છે સૂરિવરો જેનાથી તે, નંદાવર્ત લક્ષણવાળા !, અર ! હે શ્રી અરનાથ ! તમે જય પામો

(૧૯) ઉલ્લાસ પામતા મોહરૂપ મલ્લનું મંથન કરનારા **શ્રીમલ્લીનાથ—**

પ્રભાવતી દેવીથી ઉત્પત્તિ છે જેની એવા, લંછનમાં રહેલા મંગળીક કળશથી શ્રેષ્ઠ !, વિસ્તૃત વસ્ત્ર જેવા નીલવર્ણવાળા, ઇંદ્રિયોના મોહરૂપ વનનો ધ્વંસ કરવા ગજસમાન !, દેવાધિદેવ !, ધર્મ અર્થ અને કામ સંજ્ઞક ત્રણ પુરૂષાર્થ આપનાર !, મોક્ષગતિ દક્ષ ! ઉત્કૃષ્ટ સિદ્ધાંત !, તેમજ સિદ્ધ થયા છે સૂરિવરો જેના એવા હે શ્રી મલ્લિનાથ ! તમે જયવંતા વર્તો.

(૨૦) ઇંદ્રોરૂપી ભ્રમરાઓ જેના ચરણુ કમળને ચુંબન કરે છે એવા **શ્રીમુનિસુવ્રત—**

ઉચ્ચ સિદ્ધાંતના પ્રરૂપક !, પદ્મારાણીથી ઉત્પન્ન થયેલ !, કૂર્મ લંછન ધરનાર !, પશુવધ પ્રધાન યજ્ઞનો નિષેધ કરનાર છે કેવળ જ્ઞાન જેનું એવા, મોહરૂપ વનનો ધ્વંસ કરવા ગજસમાન !, દેવાધિદેવ !, ધર્માર્થ કામ સંજ્ઞક પુરૂષાર્થ ( ત્રિવર્ગ ) ને આપનાર !, મોક્ષે જવા કુશળ !, આલ્હાદક !, અને જેમનાથી સિદ્ધ થયા છે સૂરિવરો એવા હે શ્રી મુનિસુવ્રત પ્રભો ! તમે જયવંતા વર્તો.

(૨૧) ચરણુના નખોના કિરણરૂપ જળથી નમન કરતા જનોના પાપનું પ્રક્ષાલન કરનારા **શ્રી નમિનાથ—**

વિજય રાજાના પુત્ર, દેવાધિદેવ !, નીલા કમળના લંછનને ધારણ કરનાર ! યજ્ઞનો નિષેધ કરનાર છે કેવળજ્ઞાન જેનું એવા, મોહરૂપ વનમાં ગજસમાન !, મોક્ષમાં જવા દક્ષ !—ચતુર !, આલ્હાદ ઉપજાવનાર !, અને જેના આગમથી સિદ્ધ થયા છે સૂરિવરો એવા, હે શ્રી નમિનાથ ! તમે નમસ્કાર કરતા ભવ્યજનનું રક્ષણ કરો.

(૨૨) સર્વ ઉપદ્રવરૂપ વનનું ઉચ્છેદન કરવામાં ચક્રની ધાર જેવા **શ્રીઅરિષ્ટનેમિ (શ્રીનેમિનાથ)–**

શ્રેષ્ઠ શંખના લંછનવાળા !, વિવાહ યજ્ઞના નિષેધક !, સસલા, ડુક્કર, તેમજ મૃગ વગેરેને જોનાર ! અર્થાત્ પાંજરામાં પુરેલાં પશુઓને જોઇને પ્રભુએ વિવાહ કર્યો નહી. સમુદ્રવિજય રાજાના પુત્ર !, દેવાધિદેવ !, ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થને આપનાર !, મોક્ષે જવા ચતુર !, આલ્હાદ ઉપજાવનાર !, શુભ સિદ્ધાંતના પ્રરૂપક !. અને જેનાથી સૂરિવરો સિદ્ધ થયા છે એવા, હે શ્રી અરિષ્ટનેમિ પ્રભો ! તમે પશુવર્ગનું રક્ષણ કરો. અર્થાત્ તમારો આ સમય તેમનું રક્ષણ કરવાનો છે.

(૨૩) ઈંદ્રના ઐરાવણ હાથીની પેઠે લીલા યુક્ત ગમન કરનાર **શ્રીપાર્શ્વનાથ–**

મસ્તક ઉપર વિસ્તારવાળો સર્પ છે જેને એવા, કલ્યાણથી શ્રેષ્ઠ !, ઇંદ્રિય જન્ય અજ્ઞાનરૂપ વનનો ધ્વંસ કરવા ગજ સમાન !, દેવાધિદેવ !, ધર્મ, અર્થ અને કામના આપનાર !, મોક્ષે જવા ચતુર !, આલ્હાદ ઉપજાવનાર !, શુદ્ધ સિદ્ધાંતના પ્રરૂપક !, અને જેમનાથી સિદ્ધ થયા છે સૂરિવરો એવા હે શ્રી પાર્શ્વનાથ ! તમે જયવંતા વર્તો.

(૨૪) અત્યંત દુઃસહ વિઘ્નરૂપ વાદળાના સમૂહને વિખેરી નાખવા માટે પવન જેવા **શ્રીમહાવીર–**

કલ્યાણથી શ્રેષ્ઠ !, સિંહના લંછનને ધરનાર !, ઇંદ્રિય જન્ય અજ્ઞાનરૂપ વનનો નાશ કરવા હાથી સરીખા, દેવાધિદેવ !, ધર્મ, અર્થ

અને કામરૂપ પુરૂષાર્થને આપનાર !, આલ્હાદ ઉપજાવનાર !, શુદ્ધ સિદ્ધાંતના પ્રરૂપક !, અને જેનાથી સિદ્ધ થયા છે સૂરિવરો એવા હે વીર !—શ્રી મહાવીરપ્રભો ! તમે વિજયવંતા વર્તો.

## પંચ પરમેષ્ઠી*

(૨૫) કષાયો રૂપી હાથીનું ખંડન કરવા સિંહ જેવા, અને પ્રથમ તીર્થંકર ( શ્રી ઋષભદેવ )ના પ્રથમ ગણધર શ્રીપુંડરીક—

દિવ્યરૂપ ધારક હોવાથી દેવ સમાન !, યત્નનો નિષેધ કરવાવાળું છે કેવળ જ્ઞાન જેનું એવા, અજ્ઞાન રૂપ વનને ઉચ્છેદવા ગજ જેવા, ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થને આપનાર !, જેમ ખેતીમાં મુખ્ય ધ્યેય ધાન્ય પ્રાપ્તિનું જ હોય છે, છતાં ઘાસ ચારો પણ મળે છે, તેમ ભગવંતની સેવનાનું મુખ્ય ફળ મોક્ષ પ્રાપ્તિ છે, તથાપિ અર્થ અને કામ પણ પ્રાપ્ત થાય છે. મોક્ષે જવામાં કુશળ !, આલ્હાદ ઉપજાવનાર !, જિનાગમથી પ્રખ્યાત !, આ અવસર્પિણીમાં પ્રથમ !, કલ્યાણના હેતુ ભૂત શ્વેત કમળ ! અર્થાત્ હે પુંડરીક ! તમે વિજય-વંતા વર્તો.

(૨૬) કાર્ય અને અકાર્યનું કથન કરનારા આચાર્ય—

કળહને શાંત કરનાર !. શૃંગારાદિ નવરસ અથવા દૂધ, દહીં વગેરે રસોના વિસ્તારનો ત્યાગ કરનારા તપોધનો (મુનિઓ)ને સ્મારણ, વારણ વગેરે કાર્યથી જોનાર !, મોહરૂપ વનમાં હસ્તી જેવા, યતિના ક્રિયાકાંડ તથા વ્યવહારની પ્રવૃત્તિ કરનાર !; ધર્મ, અર્થ અને કામને

---

* અરિહંત તરીકે ૨૪ તીર્થંકરો ઉપર આવી ગયેલ છે. અહીં પુંડરીક ગણધરને સિદ્ધસ્થાને વર્ણવ્યા છે, પરંતુ ખરી રીતે ( કર્તાએ શ્લોકોમાં સૂચવ્યા પ્રમાણે ) ૨૯ મા અર્થમાં પુંડરીક ગણધર આવવા જોઈએ, તેથી સિદ્ધના અર્થમાં શેનું વર્ણન હશે તે સાધન વિના કહી શકાય નહીં.

આપનાર !, આચાર્યની સેવાથી તેની પ્રાપ્તિ થાય છે. મોક્ષે જવા કુશળ !, આલ્હાદક !, જૈન સિદ્ધાંતના જ્ઞાન સિવાય આચાર્ય પદ મળી નહી શકવાને લીધે પરમ આગમથી સિદ્ધ !, હે સૂરે ! આચાર્ય ! તમે જય પામો.

(૨૭) સિદ્ધાંતનો બોધ આપવા ( ભણાવવા ) ઉદ્યુક્ત રહેતા. **શ્રીઉપાધ્યાય–**

શાસ્ત્ર શીખ્યા વગરના શિષ્યોને વિદ્વાન્ બનાવનાર !, કલ્યાણ રૂપ વનખંડને વિકસ્વર કરવા સૂર્ય !, [1]**इच्छा मिच्छा तहक्कारो** ઇત્યાદિ દશવિધ સામાચારીરૂપ સાધુ ધર્મને મુખ્ય રાખનાર !, ધર્મ, અર્થ અને કામને આપનાર !, ભિન્ન ભિન્ન શાસ્ત્રોનું પઠન કરવાથી મહાન્ ઉન્નતિવાળા, જીવરક્ષાની પ્રેરણા કરનાર !, બુદ્ધિ આપનાર !, ભવ્ય જનોને આલ્હાદ ઉપજાવનાર !, જૈન સિદ્ધાંતનું કથન કરનાર !– હે ઉપાધ્યાય ! તમે વિજયવંતા વર્તો.

## પાંચ મહાવ્રત

(૩૨) પ્રાણાતિપાત વિરમણ (અહિંસા) વ્રત–

હાથી જેવા, દેવ તત્ત્વ છે આદ્ય જેમાં એવો, ધર્મ, અર્થ અને કામને આપનાર !, તેજ ને પ્રસરાવનારી દયા છે જેમાં (અર્થાત્ દયા સિવાય જીવ રક્ષા બની શકે નહી.) *વીર બનાવનાર !, ધૈર્ય આપ-

---

૧–इच्छा[1] मिच्छा[2] तहक्कारो[3], आवसिया[4] य णिसीहिया[5] ।
आपुच्छणा[6] य पडिपुच्छा[7], छंदणा[8] य निमंतणा[9] ॥
उवसंपया[10] य काले, समायारी भवे दसविहा उ ।

વિશેષ માટે જૂઓ ન્યા. ન્યા. શ્રીયશોવિ. કૃત समाचारी प्रकरण આદિ ગ્રંથો.

* 'અહિંસા અહિંસા પોકારીને જૈનોએ લોકોને બાયલા બનાવ્યા છે' એમ કેટલાક અણસમજુ માણસો પ્રથમ કહેતા હતા, પરંતુ ગાંધીજીની અહિંસાત્મક ચળવળ પછી તે માન્યતામાં ઘણો ફેરફાર જોવામાં આવે છે. ખરી રીતે અહિંસા તો મનુષ્યને વીર બનાવે છે,

નાર !, અર્થાત્ ધીરપણું અને વીરત્વ જીવ રક્ષાથી જ થાય છે. આલ્હાદ ઉપજાવનાર !, પરતીર્થિકોએ અજ્ઞાનને લીધે યથાર્થ રૂપે નહી સમજેલ હોવાથી જૈનાગમમાં પ્રતિષ્ટા મેળવેલ ! અને અનર્થના નિવારણમાં વિચક્ષણ ! ( હે દયા ધર્મ ! ? ) તું સદા વિજયવંતો વર્ત,

(૩૩) સુકૃતની સંગત કરનારૂં સત્ય–

કલ્યાણરૂપ વનને વિકસિત કરવા સૂર્ય સમાન !, યથાર્થ વિતર્ક છે જેનાં એવું અર્થાત્ સત્ય જેમ જેમ વિચારીયે તેમ તેમ યુક્ત જ જણાય. કલહ રહિત ! પૂજા પ્રાપ્ત કરેલ !, પ્રશંસા મેળવેલ !, મતલબ કે સત્ય બોલનાર માણસ સર્વત્ર પૂજાય અને વખણાય છે. ધર્મના હેતુ ભૂત !, વાંછિતાર્થને આપનાર !, મહાન્ ઉદય કરનાર !, કીર્તિ અને પ્રતાપ યુક્ત !, જિનાગમમાં પ્રતિષ્ટા મેળવેલ !, અન્ય દર્શનોમાં સત્યનો અભાવ જણાય છે. તે આ પ્રમાણે—

न हिंस्यात् सर्वभूतानि કોઈપણ જીવની હિંસા કરવી નહી. એમ જણાવીને सप्तदश प्राजापत्यान् पशून् आलभेत પ્રજાપતિ યજ્ઞમાં ૧૭ પશુઓનો યજ્ઞ કરવો. अग्नीषोमीयं पशुमालभेत અગ્નિષોમમાં પશુ વધ કરવો.

षट् शतानि नियुज्येत पशूनां प्रथमेऽहनि ।
अश्वमेधस्य वचनात् न्यूनानि पशुभिस्त्रिभिः ॥

પશુમેધ યજ્ઞમાં પ્રથમ દિવસે છસોમાંથી ત્રણ શેષ રહે એટલા (૫૯૭) પશુઓનો ભોગ અપાય. તથા गावः पूज्याः ગાય પૂજનીય છે. એમ જણાવીને અન્ય ઠેકાણે अनड्वाहीमालभेत ગાયનો યજ્ઞ કરવો. ઇત્યાદિ અસત્ય વર્ણન કરેલ છે.

(૩૪) સ્વર્ગ તથા મોક્ષના માર્ગમાં ભાથા સમાન અચૌર્યવ્રત–

જેનાથી વ્યવહાર શ્રેષ્ઠ બને છે એવું, કારણ કે ચોરી કરનારનો સોઠ્ઠા દૂરથી જ ત્યાગ કરે છે. કલ્યાણ રૂપ વનને વિકસાવવા સૂર્ય સમાન !, ઇંદ્રિય જન્ય અજ્ઞાનરૂપ અરણ્યને ઉખેડવા ગજરાજ સદશ !, માન અને જય યુક્ત !, ધર્મ, અર્થ અને કામને આપનાર !, વિશેષ પ્રકારે મોક્ષમાં લઇ જનાર !, આબાદી કરવામાં શૂર !, પરાયું ધન ગ્રહણ કરવામાં ત્વરા રહિત !, આલ્હાદ ઉપજાવનાર !, કીર્તિ અને પ્રતાપથી યુક્ત !, દુઃખ નિવારણ કરવા કુશળ !, અન્યની લક્ષ્મીના આગમનની નિવૃત્તિરૂપ ! હે અસ્તેય વ્રત ! તું જય પામ.

(૩૫) દરેક વ્રતોમાં પ્રધાન બ્રહ્મચર્ય—

કલ્યાણરૂપ કમળવનને વિકસાવવામાં સૂર્ય !, પૂજા યુક્ત !, મતલબ કે બ્રહ્મચર્ય પાળનારા મનુષ્યો દેવતાઓથી પણ પૂજ્ય છે. સ્ત્રી અને પતિ છે મૂળ જેનું એવા કામદેવની ક્રીડાથી રહિત !, માત્ર ધર્મનાજ પ્રયોજનરૂપ !, સ્ત્રી, પુરૂષ અને નપુંસક એ ત્રણે લિંગના વિકારનું ખંડન કરનાર !, મોક્ષ આપવામાં શૂર !, ધૈર્ય યુક્ત !, કીર્તિ અને પ્રતાપ યુક્ત !, જૈન મતમાં સિદ્ધ થયા છે સૂરિવરો જેનાથી એવા, ઇંદ્રિયોને મોહ ઉત્પન્ન કરનારી સ્ત્રીયો સાથેના ગમનના નિષેધરૂપ ! હે બ્રહ્મચર્ય વ્રત ! તું સદા જયવંતુ વર્ત.

(૩૬) સર્વવિરતિ સાથે સ્વજનતા કરાવનારૂં અપરિગ્રહ વ્રત–

પાપના વિસ્તારનો નાશ કરનાર !, મનની આકાંક્ષાથી રહિત તેમજ કીર્તિયુક્ત ઇંદ્રિયોના પ્રભુ વિષ્ણુથી પ્રતિષ્ઠા મેળવેલ !, ઇંદ્રિયોના મોહરૂપ અરણ્યનો વિધ્વંસ કરવા હસ્તી સમાન !, પ્રથમથીજ વ્યવહાર રહિત !, ધર્મ, અર્થ અને કામને આપનાર !, તથા ક્રમે કરીને મોક્ષ આપવા સમર્થ !, અને સર્વ ક્લેશનો વિનાશ કરવા હોંસીયાર !, ઉત્કૃષ્ટ લક્ષ્મીના સંબંધના નિષેધ રૂપ !, હે આકિંચન્ય (અપરિગ્રહ) વ્રત ! તું જયવંતુ વર્ત.

(૩૭) દરેક વ્રતોનું આગમથી જ્ઞાન થતું હોવાથી મુક્તિશ્રી સાથે સમાગમ કરાવનાર **જૈન સિદ્ધાંત—**

ઉચ્ચ પ્રકારના વ્યવહારના સાર ભૂત ! પાપના સમૂહને હરણ કરનાર છે દર્શન જેનું એવો, અર્થાત્ આગમ જોયા શિવાય યથાર્થ વસ્તુતત્વના અવલોકનનો અભાવ હોય છે. અમે સૂક્તમુક્તાવળીમાં કહ્યું છે કે—

**न देवं नादेवं न गुरुमकलङ्कं न कुगुरुं**
**न धर्मं नाधर्मं न गुणपरिणद्धं न विगुणम् ।**
**न कृत्यं नाकृत्यं न हितमहितं नापि निपुणं**
**विलोकन्ते लोका जिनवचनचक्षुर्विरहिताः ॥**
सिन्दूर० श्लो. १७

**જૈનસિદ્ધાંત રૂપી ચક્ષુ વગરના જીવો દેવને, કુદેવને, કલંક રહિત ગુરૂને, કુગુરૂને, ધર્મને, અધર્મને, ગુણિજનને, નિર્ગુણીને, કરવા યોગ્ય કાર્યને, ત્યાજ્ય કર્તવ્યને, તેમજ હિત તથા અહિતને બરાબર રીતે જોઇ શકતા નથી.**

મોહરૂપ અરણ્યનો નાશ કરવા ગજ સમાન !, ધર્મ, અર્થ અને કામને આપનાર !, કેમકે જિનાગમમાં કહ્યા પ્રમાણે કરવાથી ત્રિવર્ગ પ્રાપ્તિ થાય છે. મોક્ષે જવા ઉચ્ચ બુદ્ધિ આપનાર !, આલ્હાદ ઉપજાવનાર !, જેનાથી સિદ્ધ થયા છે સૂરિવરો એવા, અથવા નિત્ય, અનિત્ય આદિ અનેક ધર્મોનો સ્વીકાર કરવાના સ્વરૂપવાળા અને સર્વ પ્રમાણોથી પ્રતિષ્ઠા મેળવેલ સ્યાદ્વાદ સિદ્ધાંતને પ્રતિપાદન કરવામાં ચતુર !, સ્યાદ્વાદજ પ્રમાણ સિદ્ધ ગણાય છે. તે આ પ્રમાણે—જીવ દ્રવ્યરૂપે નિત્ય છે, પરંતુ દેવ, નારક આદિ પર્યાયોની દૃષ્ટિએ અનિત્ય છે. જો તેને ઉત્પત્તિ તથા નાશ થયા સિવાય માત્ર સ્થિર રૂપે એકાંત

નિત્ય માનવામાં આવે તો તે ભિન્ન પર્યાયરૂપે પરિણમી શકે નહી. અને જો એકાંત અનિત્ય સ્વીકારીયે તો એક પર્યાયથી અન્ય પર્યાય રૂપે પરિણમતાં જીવના જીવ પણાનો પણ વિનાશ થાય. તેમ તો બનતું નથી. માટે એકજ વસ્તુમાં નિત્યત્વ અને અનિત્યત્વ આદિ અનેક ધર્મો રહેલા છે. જેમ ગાયપણાનું સામાન્ય લક્ષણ દરેક ગાયોમાં સંભવે છે અને શ્વેત, અનેક રંગી વગેરે વિશેષતા પણ હોય છે, એમ એકજ ગાયમાં સામાન્ય તેમજ વિશેષપણું હોય છે, તેજ પ્રમાણે ઘટ પોતાના સ્વરૂપે અસ્તિરૂપે છે અને અન્ય વસ્તુની અપેક્ષાએ નાસ્તિરૂપે છે. જો ઘડાને પરરૂપે અસત્ ન માનવામાં આવે તો ઘડામાં ઘટત્વની માફક અન્ય સર્વ પદાર્થનાં સ્વરૂપ દષ્ટિગોચર થવાં જોઇએ, પરંતુ તેમ જોવામાં આવતાં નથી, તેથી એકજ વસ્તુ સત્ તથા અસત્ રૂપે હોય છે. ઇત્યાદિ સ્યાદ્વાદનું વિશેષ વર્ણન અન્ય મોટા શાસ્ત્રોથી જાણી લેવું.

(૩૮) આગમરૂપ સમુદ્રમાં મળતી ગંગા નદી જેવી સરસ્વતી દેવી—

યથાવસ્થિત અર્થને પ્રતિપાદન કરનારા સંસ્કારવાળા શબ્દોથી સારભૂત ! અથવા વાણીને સંસ્કારવાળી બનાવનારી !,* હે સરસ્વતી ! તુંજ મનુષ્યને સંસ્કારવતી ઉક્તિથી શ્રેષ્ઠ બનાવે છે. શૃંગાર આદિ રસોથી શૂન્ય નીરસ કવિતાને બદલે તુંજ રસવાળી કવિતા ઉપજાવે છે અર્થાત્ તુંજ કવિતામાં રસ પોષે છે.જ્ઞાનમાં થતી ભ્રાંતિરૂપ વનનું શોષણ કરનારી !, વાગ્યુદ્ધ માટે અહંકાર ધરાવનાર પરવાદિનો પરાજય કરવાથી કીર્તિ તથા ધન વગેરેના લાભને આપનારી, ધર્મ, અર્થ, કામ અને આબાદીને ઉત્પન્ન કરનારી, કુમતિને ઉચ્છેદનારી, આલ્હાદક તેમજ શ્રેષ્ઠ આગમોથી જેની કૃપાવડે સિદ્ધ થયાં છે સૂરિવરો એવી, અર્થાત્ આવા આગમના જાણકાર વિદ્વાનો વાગ્દેવતાની કૃપાથી જ થાય છે.

## ૪ પુરૂષાર્થ

(૩૯) ચાર પુરૂષાર્થમાંથી સમતારૂપી જળ વડે અશુભ કર્મોના ઘર્મને શમાવનાર ધર્મ—

* ભાષા ભેદ હોવાથી લિંગવ્યત્યય કરવો પડયો છે.

કલ્યાણરૂપ કમળ વનને વિકશ્વર કરવા સૂર્ય સમાન !, ઇંદ્રિય જન્ય વિકલ્પોનો ઉચ્છેદ કરવા આરણ્યક હસ્તી સમાન !, જેમાં દેવ તત્વ પ્રથમ છે એવો. એ ગુરૂનું ઉપલક્ષણ છે. કેમકે ગુરૂ સિવાય દેવનું જ્ઞાન થાય નહી અને દેવ ગુરૂની સેવા સિવાય ધર્મ સંભવે નહી. [1]**धर्मादर्थोऽर्थतः कामः ધર્મથી અર્થ અને અર્થથી કામ સધાય છે.** એવું કથન હોવાથી અર્થ અને કામને આપનાર !, ક્રમે કરીને મોક્ષ ગતિ આપવા સમર્થ !, આલ્હાદ ઉપજાવનાર !, જૈન સિદ્ધાંતમાં પ્રતિષ્ઠા મેળવેલ !, અને દુર્ગતિમાંથી બચાવવા કુશળ ! હે **ધર્મ** ! ધર્મ પુરૂષાર્થ તું જય પામ !

(૪૦) દુઃસ્થતાનું મથન કરવા સમર્થ અર્થ—

શ્રેષ્ઠ !, જેનાથી વિસ્તારવાળા ઘોડાઓની પ્રાપ્તિ છે તે, ઇંદ્રિયોને મનોહર સ્ત્રીઓ આપનાર !, શત્રુના સમૂહને અટકાવવા અભિમાન ધરાવનાર !, અનેક શ્રેષ્ઠ ક્રીડા કરાવનાર !, સુપાત્રમાં વાપરવાથી ધર્મને, **अर्थैः अर्था निबध्यन्ते ધનથી ધન વધે** એમ કથન હોવાથી અર્થને, તથા **अर्थतः कामः અર્થથી કામ થાય** એમ હોવાથી કામને આપનાર !, જેનાથી આબાદીવાળા ( મોટા મોટા ) સુભટો અને પંડિતો મળી શકે એવા, કીર્તિયુક્ત પ્રતાપ અને ઉત્કૃષ્ટ લાભ જેનાથી મળે છે એવા, તથા જેનાથી સૂરિવરોએ પ્રખ્યાતિ મેળવી છે એવા હે **सार** ! ધન ! અર્થાત્ અર્થ પુરૂષાર્થ ! તું જયવંતો રહે.

(૪૧) સંસારમાં રાચેલા જનોને રમણીય લાગે છે એવો કામ–મંગળ અને બળનો નાશ કરનાર !, જેનાથી ઇંદ્ર પણ વિસ્તાર રહિત બન્યો છે એવો. પૌરાણિક શ્રુતિ એવી છે કે– કામથી

---

૧ એક સંગીત ગ્રંથમાંથી સંપૂર્ણ શ્લોક નીચે મુજબ ઉપલબ્ધ થાય છે—

धर्मादर्थोऽर्थतः कामः, कामात् सुख फलोदयः ।
साधीयानेष तत्सिद्ध्यै श्रृंगारो नायको रसः ॥

થએલી વિકલતાને લીધે અહલ્યા સાથે ક્રીડા કરવા ગયેલો ઈંદ્ર ક્રોધિત થયેલા ગૌતમ ૠષિના શાપથી હજાર ભગ યુક્ત શરીરવાળો બની ગયો અને લજ્જાને લીધે સંકુચિત બન્યો. જેના વડે પુરૂષ તેમજ સ્ત્રીઓનાં વચનો ઇંદ્રિયોને મોહ ઉપજાવનાર થાય છે એવો, અગ્યારમા, બારમા (આરણ, અચ્યુત) દેવલોક સુધી વ્યાપ્ત હોવાને લીધે ગર્વ યુક્ત !, અર્થાત્ ત્યાંસુધી કામની સ્ફુરણા હોય છે. આગમમાં કહ્યું છે કે-

दो कायप्पविचारा कप्पा फासेण दोण्हि दो रूवे ।
सद्दे दो चउर मणे उवरि प्पवियारणा नत्थि ॥

સૌધર્મ અને ઈશાન એ બે દેવલોક કાય પ્રવિચારી હોય છે, સનત્કુમાર અને માહેંદ્ર એ બે સ્પર્શ પ્રવિચારી હોય છે. બ્રહ્મ અને લાંતક એ બે રૂપ પ્રવિચારક હોય છે. શુક્ર અને સહસ્રાર એ બે શબ્દ પ્રવિચારી હોય છે અને આનત, પ્રાણત, આરણ અને અચ્યુત એ ચાર દેવલોક મનઃ પ્રવિચારી હોય છે તેથી ઉપરના દેવોને કોઈ પ્રવિચારણા નથી.

હરિહરાદિથી પણ અખંડિત આજ્ઞાવાળા હોવાને લીધે સુર તથા અસુરોથી પણ જ્યેષ્ઠ !, ધર્મના હેતુભૂત !, કામના આસેવનથી સંતતિ થાય અને સંતતિથી દેવ ગુર્વાદિની પૂજા થાય અને તેથી ધર્મ થાય એમ લોકો કહે છે, પરંતુ અમે તો કહિએ છીએ કે ધર્મની નિવૃત્તિ કરનાર !, અર્થ શબ્દ નિવૃત્તિના અર્થમાં પણ વપરાય છે. જેમ કે मशकार्थो धूमः મચ્છરોની નિવૃત્તિ માટે ધૂમાડો. ઇંદ્રિય જયરૂપ દમને હણવાથી છે ઉદય જેનો, ત્રિભુવનમાં અદ્વિતીય સુભટ !, તપસ્તેજથી દુર્ધર્ષ સાધુઓથી પણ નહી ડરનાર હોવાથી સાહસીક !; કામને ઉદ્દીપન કરવા સંબંધી ચંદ્રનો સ્વભાવ હોવાથી ચંદ્રના ઉદયમાં વૃદ્ધિ મેળવેલ !, લક્ષ્મીનો ક્ષય થતાં મંત્ર સિદ્ધાચાર્ય હે काम ! કામ પુરૂષાર્થ ! તું જયવંતો રહે.

(૪૨) દુઃખની પરંપરામાંથી મુક્ત કરવા તત્પર મોક્ષ પુરૂષાર્થ—

સર્વ કર્મ અને ક્લેશથી મુક્ત હોવાને લીધે કલ્યાણરૂપ કમળ વનને વિકસાવવા સૂર્યસમાન !, ઇંદ્રિય રહિત હોવાને કારણે ઇંદ્રિય જન્ય અજ્ઞાન અગર ભ્રાંતિરૂપ અરણ્યનો વિધ્વંસ કરવા ગજ સમાન !, નિષ્ક્રિય હોવાને સબબે પ્રથમથી જ ક્રીડાના વ્યાપારથી મુક્ત ! **પુણ્ય-પાપક્ષયાન્મુક્તિઃ** પુણ્ય તથા પાપના ક્ષયથી મુક્તિ થાય છે. એવું કથન હોવાથી ધર્મ, અર્થ અને કામનુ ખંડન કરનાર ! કર્મ રૂપ શત્રુનો વિજય કરવા શૂરવીર બનેલા જીવોને સંસારનો ત્યાગ કરવાની રૂચિ કરાવનાર !, આલ્હાદ ઉપજાવનાર !, ઉચ્ચ સિદ્ધાંતથી સિદ્ધ થયા છે પંડિતો તેમજ આચાર્યો જ્યાં, એવા હે મહોદય ! હે મોક્ષ પુરૂષાર્થ !, તું જય પામ.

## બ્રહ્માદિ દેવો અને દેવીઓ

(૪૩) પરબ્રહ્મને જોનારા બ્રહ્મા.

જેના મુખમાં વેદ ધ્વનિ છે એવો. હિરણ્યગર્ભ નામ હોવાને લીધે સુવર્ણ સમાન છે ગર્ભ જેનો, હંસ પક્ષી સાથે વર્તનાર !, મહાદેવના લિંગને જોવામાં અજ્ઞાન ધરાવનાર !, અર્થાત્ મહાદેવજીના લિંગનો અંત બ્રહ્માજી મેળવી શકયા નહીં. [૧] કલહ રહિત !, પૂજા યુક્ત !, દેવોમાં મુખ્ય !, ધર્મ, અર્થ અને કામને આપનાર !, ત્રણે ભવન સાથે સંબંધ ધરાવનાર હોવાથી મહતી ઉત્પત્તિ ધરાવનાર !, શૂર !, બુદ્ધિ આપનાર !, કીર્તિ તથા મહાત્મ્યસહિત ૐકારને ધરનાર !, ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ રૂપી વેદ ત્રયીના પ્રથમ રચનાર હોવાથી પ્રસિદ્ધ આચાર્ય !, क !—હે બ્રહ્મા તમે જયવંત રહો.

(૪૪) કલહને જોવાની ક્રીડામાં વિશારદ નારદ—

કલહપ્રિય એવી વાયકા હોવાને લીધે કલહ માટેના શબ્દોથી શ્રેષ્ઠ !, મર્ત્ય લોકના સ્વરૂપનું કથન કરીને ઇંદ્રને પ્રીતિ ઉપજાવનાર !, થોડાઘણાં ગુન્હાથી ક્રોધમાં આવી જનાર !, અથવા અક્ષમાળા (સ્ફ-

---

૧ જુઓ શિવપુરાણ, જ્ઞાનેશ્વર સંહિતા અધ્યાય ૧૬, ૧૭, ૧૮.

ટિકની માળા) ને ધરનાર !, પૂજાને પ્રાપ્ત !, ક્રીડાને શ્રેષ્ઠ સમજનાર !, લોકોના યુદ્ધ કરાવવાને કારણે ધર્મ, અર્થ અને કામનો નાશ કરનાર !, મોક્ષે જવા સમર્થ !, ચંદ્ર સમાન ઉજ્જ્વલવર્ણું !, જીવોની પરમ રક્ષાથી પ્રધાન !. સિદ્ધાંતથી પ્રસિદ્ધિ પામેલ !, પંડિત !, બ્રહ્માના પુત્ર હોવાને લીધે બ્રહ્માના અવયવ રૂપ ! હે–નારદ ! તું જય પામ.

(૪૫) વિવિધ પ્રકારના યજ્ઞોના ભેદોને વર્ણવનારા વેદ–

ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત શબ્દોથી શ્રેષ્ઠ !, ઘણું કરીને વેદોમાં શબ્દોની જ પ્રધાનતા છે. અર્થની ગહનતા નથી. વિવિધ પ્રકારના યજ્ઞોનું વર્ણન કરનાર !, ઈશ્વરનો પરાજય કરવાને કારણે ઈશ્વર ઉપર ક્રોધ ફેલાવનાર !, બ્રહ્મચર્યના સમયે જ વેદનું પઠન કરાતું હોવાથી સ્રીગમન નિષેધક !, क्रतुपुरुष નામ હોવાને કારણે વિષ્ણુને માન તથા જયથી યુક્ત બનાવનાર !, વૈદિક શ્રુતિ એવી છે કે–વિષ્ણુ ભગવાને મત્સ્યરૂપ ધરીને સમુદ્રનો અવગાહન કરી વેદોને ખેંચી લાવી જય તેમજ પૂજા મેળવી હતી. ધર્મ, અર્થ અને કામને આપનાર !, મહાન્ ઉજ્જ્વલ હોમાગ્નિમાં બુદ્ધિ આપનાર !, સોમલતાનો પ્રભાવ વધારનાર !. અને જેનાથી બ્રાહ્મણો સિદ્ધ બન્યા છે એવા હે **मागम** !—વેદ ! તું અપરાધ વગર મરાતાં પશુઓનું રક્ષણ કર. કારણકે દુર્ગતિરૂપ ખાડામાં પડવાના કારણરૂપ હોવાથી જીવહિંસા કરવી વ્યાજબી નથી.

(૪૬) જગતમાં અનર્થ કરવાના કારણભૂત બનેલા દાનવોનો વધ કરવામાં શક્તિ ધરાવનારા વિષ્ણુ–

સંગ્રામમાં થતા સિંહનાદ અથવા શંખધ્વનિથી શ્રેષ્ઠ !, ગરૂડ વાહન !, ૩૨૦૦૦ પ્રિયા યુક્ત !, શત્રુના સમૂહનો નિવારણ કરનાર !, અસુરોનો મદ નાશ કરનાર !, ધર્મ, અર્થ તેમજ કામને આપનાર છે ઉદય જેનો એવા, સામર્થ્ય (શારીરિક બળ)થી પ્રધાન !, યુદ્ધોમાં સ્થિર રહેનાર !, ઉમાયુક્ત મહાદેવના પ્રભાવને ફેલાવનાર !, પૌરાણિક કથા એવી છે કે–એક

૧ જુએ ભાગવત સ્કંધ. ૮, અ. ૨૪

વખતે મહાદેવજીએ દાનવને વર આપ્યો કે તું જેના મસ્તક ઉપર હાથ મુકીશ તે બળી મરશે. પછી તે દાનવ પાર્વતીજી ઉપર આસક્ત બની મહાદેવજીના ઉપર હાથ મુકવા તૈયાર થયો. ત્યારે શંભુ વિષ્ણુ પાસે ગયા. તેની હકીકત સાંભળીને વિષ્ણુએ અદ્‌ભુત સ્ત્રીરૂપ ધારણ કર્યું. તેની પ્રાર્થના કરવા આવેલા તે દાનવને વિષ્ણુએ ( મોહિની રૂપે ) કહ્યું કે મને ખાત્રી થવા માટે તારા જ માથા ઉપર હાથ મુકી બતાવ. તે દાનવે પણ, કામની વિહ્‌વલતાને લીધે તેના કહ્યા પ્રમાણે કર્યું. અને બળી મુઓ. ત્યારબાદ શંકર સ્વસ્થ થયા.[1]

મહાદેવથી જેની પ્રભા વધી છે એવા અર્થાત્ મહાદેવના[2] પ્રભાવથી જ ચક્રરત્નની પ્રાપ્તિ થઈ હતી. કોઈ એક કવિએ કહ્યું પણ છે કે—

हरिस्ते साह स्रं कमलबलिमाधाय पदयो-
यदेकोने तस्मिन्निजमुदहरन्नेत्रकमलम् ।
गतो भक्त्युद्रेकः परिणतमसौ चक्रवपुषा
त्रयाणां रक्षायै त्रिपुरहर ! जागर्ति जगताम् ॥

વિષ્ણુએ તમારા ચરણે કમલનું બલિદાન આપીને પોતાની એક આંખ કાઢી તે પણ ચઢાવી. તેથી તેનામાં જે ભક્તિની વિશેષતા થઇ તે ચક્ર રૂપે બદલાઈ ગઈ અને હે ત્રિપુરહર !–શંકર ! તે આ ત્રણે લોકની રક્ષા માટે ઉદ્યુક્ત રહે છે.[3]

લક્ષ્મીના સમાગમનથી પ્રસિદ્ધ !, દાનવોની દેવીઓને વૈધવ્યરૂપ દીક્ષા આપવા ગુરૂ સમાન ! હે હરે !–વિષ્ણુ ! તું પાલન માટે સોંપાયલા આ જગતનું રક્ષણ કર.

---

૧ જુઓ ભાગવત સ્કંદ ૮, અધ્યાય. ૧૨ અને સ્કદ ૧૦, અ. ૨૮

૨ આ કથન પૌરાણિક છે. જૈન માન્યતા જુદી છે.

૩ જુઓ શિવપુરાણ. સનત્કુમારસંહિતા.

(૪૭) વિષ્ણુના કલ્યાણને વિકસિત કરનાર બલભદ્ર—

કલ્યાણથી શ્રેષ્ઠ ગણાતા વિષ્ણુનો વિસ્તાર વધારનાર !, મનોહર રૂપ સંપન્ન !, કારણકે વ્રત ગ્રહણ કર્યા બાદ પણ એમનું સુંદર રૂપ જોઈને મોહિત બનેલી સ્ત્રિએ ઘડાને બદલે છોકરાને ગળે દોરડાનો ફાંસડો ભેરવી કુવામાં ઉતાર્યો હતો.[1] બળથી જંગલી હાથી સમાન !, જયની મુખ્ય ઇચ્છા ધરાવનાર !, દેહાવસાન થયે દેવલોકરૂપ ઉર્ધ્વગતિએ જવાને કારણે ધર્મના પ્રયોજનવાળા મોટી સહાયબીવાળા રાજાઓને પણ ધ્રુજાવવામાં કુશળ !, ચંદ્ર સમાન ઉજ્જવળ !, પારકી લક્ષ્મી મેળવવા સિદ્ધપુરૂષ સમાન !, હે कामद ! કામપાળ ! (બલભદ્ર !) તું જય પામ.

(૪૮) મનુષ્યોની શોભા વધારનારી લક્ષ્મી—

પોતાના નિતંબ પ્રદેશથી સુવર્ણ કમળને આચ્છાદન કરનારી !, ઇંદ્રિયોને મોહિત કરનારી સુંદરીઓ, શીઘ્રગામી અશ્વ અને ગજ તથા અભિમાની રાજાઓની જીત તેમજ કીર્તિ, ધનાદિ આપનારી !, ધર્મ, અર્થ અને કામરૂપ પુરૂષાર્થને ઉપજાવનારી !, તથા સુપાત્રે દાનાદિ આપવાને કારણે રૂપ, સૌભાગ્ય, ભોગ, અને સ્વર્ગાદિ સુખ આપનારી !, હે લક્ષ્મી ! તું આ જગતનું રક્ષણ કર.

(૪૯) વિષય સુખના અનુભવરૂપ કામનું વર્ણન પ્રથમ કરી દીધેલું હોવાથી હવે યુદ્ધ કરીને પુષ્કલ દ્રવ્ય પ્રાપ્ત કરનાર પ્રદ્યુમ્ન—

કલ્યાણથી શ્રેષ્ઠ !, જેનાથી વિષ્ણુ પુત્રવાળો લેખાય છે એવો, મનોહર !, સુખનો અંત કરનારા શત્રુઓના સમૂહને અટકાવવા માટે અભિમાન ધરાવનાર !, ક્રીડાથી પ્રધાન !, ધર્મ, અર્થ અને કામનું પાલન કરનાર !, ઉજ્જયંત ગિરિ ઉપર શાંબ અને પ્રદ્યુમ્ન સિદ્ધ થયેલા હોવાથી મોક્ષે જવામાં કુશળ !, આલ્હાદ ઉપજાવનાર !, ઉચ્ચ લક્ષ્મી તથા વિષ્ણુના ગમનથી ઉત્પન્ન થયેલ ! હે પ્રદ્યુમ્ન ! તું જયવંતો રહે.

---

૧ વાંચો ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર.

(૫૦) પ્રભાના સમૂહથી શોભિત **ચંદ્ર**–

શ્રેષ્ઠ !, વિષ્ણુના રાજ્યની વૃદ્ધિ કરનાર !, પૃથ્વીની સાધના સંબંધી વિતર્ક ધરાવનાર !, દૈદિપ્યમાન !, શત્રુના સમૂહનો નાશ કરવાથી પૂજાને મેળવેલ !, વિજયને મુખ્ય ગણનાર !, ધર્મ, અર્થ અને કામને માટે તેજ ધારણ કરનાર !, શત્રુઓના કંઠછેદન કરવામાં દયા રહિત !, વીર પુરૂષોની બુદ્ધિને કંપાવનાર !, કીર્તિ અને પ્રતાપયુક્ત !, અન્યની લક્ષ્મીનો લાભ મેળવવા સિદ્ધ મંત્ર સમાન ! હે **सार** ! ચંદ્ર ! તું જય પામ.

(૫૧) શબ્દ માત્રથી શત્રુઓ સાથે યુદ્ધ જગાડનાર **પાંચજન્ય**–

શ્રેષ્ઠ !, વિષ્ણુના વિસ્તારને વધારનાર !, પરચક્રના ચૈતન્યને હરણ કરનાર !, શત્રુઓના સુખનો નાશ કરનારા શબ્દોવાળો, અવાજમાત્રથી યુદ્ધની સમાપ્તિ કરાવી નાંખવાને લીધે સંગ્રામ રહિત !, દાનવોના માનનું ખંડન કરનાર !, ધર્મ, અર્થ અને કામની આબાદીને આપનાર !, વીર પુરૂષોની બુદ્ધિને ઉગાવનાર !, ચંદ્રસમાન ઉજ્જવલ !, લક્ષ્મી મેળવવા આજ્ઞા સિદ્ધ આચાર્ય સમાન !, હે **सारस** ! પાંચજન્ય શંખ ! તું અન્ય પ્રાણીનો વધ ન કર. કારણ કે ચંદ્રસમાન ઉજ્જવળતા ધારણ કરનારાને (તને) અન્યનો વિનાશ કરવો ઉચિત નથી.

(૫૨) ઉપદ્રવોના શાંતિ કરનારા **શિવ**–

[૧]દક્ષના યજ્ઞનો નાશ કરનાર !, સુરૂપવાન્ હોવાને લીધે જોનારને મોહ ઉત્પન્ન કરનાર !, ગંગાને અગર મનુષ્ય રૂંડમાળાને ધારણ કરનાર !, [૨]ગજાસુરનો માન ઉતારનાર !, સર્વ દેવોમાં શ્રેષ્ઠ !, દાનવોના વધ માટે પિનાક નામના ધનુષ્યને ધરનાર !, કામદેવનું ખંડન કરનાર !, મોટી ઉન્નતિ મેળવેલા અંધક[૩] વગેરે દૈત્યોના વિનાશ કરવાને કારણે મોટા પરાક્રમો કરનાર !, ધૈર્યયુક્ત !, અત્યંત સહિમાવાળા !,

---

૧ જુઓ ભાગવત સ્કંધ ૪ અધ્યાય ૫ તથા સ્કંદ પુરાણ પ્રથમખંડ. ૨ મત્સ્યપુરાણ. અધ્યાય ૧૫૨. ૩ મત્સ્ય પુરાણ. અધ્યાય ૧૭૮.

સર્વ વ્યાપક હોવાને કારણે નિષ્ક્રિય!, અણિમાદિ અષ્ટ સિદ્ધિઓ ધરનારાઓના આચાર્ય તુલ્ય! હે ઉમાપતિ!–મહાદેવ! તમે જય પામો.

(૫૩) શંકરના હૃદયને ચોરનારી ગૌરી (પાર્વતી)–

કોઇક સમયે ગંગા સાથે ક્રીડા કરતા મહાદેવને જોઇને પાર્વતી ગુસ્સે થયા. તે વખતે 'આ શું કરી નાંખશે' એમ શિવજી અધીરા બન્યા. અને પાર્વતીએ પણ ગુસ્સે થયા જેવો દેખાવ કરી શંકરને કહ્યું કે–સર્વ દેવોના મુરબ્બી!, કાયર!, કલ્યાણનો નાશ કરનાર!, રસ વગરના, દક્ષના યજ્ઞનું મંથન કરનાર!, જોવાથી સ્નેહ ઉપજાવનાર!, હે શંકર તમને ગંગા સાથે સમાગમ કરતાં નિષેધ કરનારી પર્વતની પુત્રી આ જયા–પાર્વતી તમારાથી દૂર થવાની નથી માટે તમે અધીરા ન થાઓ.

(૫૪) દાનવો સાથે યુદ્ધ કરનાર સ્કંદ (કાર્તિકેય)

મયૂરવાહન!, દાનવોને યુદ્ધ માટે આહ્વાન આપનાર!, હાથમાં ધારણ કરેલા કુકડાના વિસ્તારથી તેમજ તેના કિરણોથી વ્યાપ્ત!, મનોહર!, બ્રહ્મચારી હોવાને લીધે સ્ત્રી સમાગમનો નિષેધ કરનાર! ગૌરીને માન તથા પૂજાયુક્ત બનાવનાર!, ધર્મના હેતુભૂત!, કામદેવનો વિજય મેળવનાર!, આબાદી મેળવેલ!, પરાક્રમવાન્!, યુદ્ધમાં શૂર!, બીજા કોઇથી ન બની શકે એવો તારક[1] દાનવનો વધ કરવામાં વિચક્ષણ!, હે શંભુ અને પાર્વતી પુત્ર!–કાર્તિકેય! તમે ક્રૌંચ[2] નામના ઉચ્ચ પર્વતનો છેદ કર્યોજ છે.

(૫૫) વિઘ્નના સમૂહનો નાશ કરનાર ગણેશ–

હરિ, હર વગેરેથી પ્રથમ પૂજા મેળવેલ!, અથવા શરૂઆતમાં પૂજ્ય નહીં બનેલ!. કારણકે પાર્વતીએ પોતાના શરીરના[3] મેલથી

---

૧ મત્સ્ય પુરાણ, અ. ૧૪૭–૧૫૯. ૨ મહાભારત. વનપર્વ અધ્યાય ૨૨૩–૨૨૬. ૩ મત્સ્યપુરાણ. અ. ૧૫૪. તથા શિવપુરાણ. જ્ઞાનસંહિતા અ. ૩૨–૩૩.

ઉત્પન્ન કરેલ છે. વિઘ્નની પરંપરાને દૂર કરનાર હોવાને લીધે કલ્યાણથી શ્રેષ્ઠ !, વિશાળ ઉદરવાળા હોવાને કારણે વિસ્તાર યુક્ત !, મહાદેવને જોવાથી પિતૃસ્નેહ ધરનાર !, લીલાયુક્ત મનોહર રીતે ગમન કરનાર !, ધર્મ અર્થ અને કામની આબાદી આપનાર !, પ્રથમ બુદ્ધિને કંપિત કરીને પૂજા મળતાં પ્રયોજન સિદ્ધ કરનાર હોવાથી કંપરહિત !, કીર્તિયુક્ત !, ઉત્કૃષ્ટ મહાત્મ્ય ધરાવનાર !, લક્ષ્મીના સમાગમ માટે સિદ્ધ મંત્રસમાન ! હે **वारणसमान** !–ગજવદન ! ( હાથીના જેવા મુખવાળા ) તું જય પામ.

(૫૬) જ્યાં શંકર અને પાર્વતીએ અનેક વિલાસ કરેલા છે એવો **કૈલાસ**—

કલ્યાણથી શ્રેષ્ઠ !, પોપટ, કોક, કોયલ, મોર અને ચકલા વગેરે પક્ષિઓ, શીતળ પવન તથા સિંહ, વાનર વગેરેથી વ્યાપ્ત !, મનોહર અથવા ગૌરી અને ગણોના પરિવાર સહિત શંકર જ્યાં નિવાસ કરે છે એવો, જોનારને મનોહર !, જંગલોથી તેમજ હાથીઓથી અભિમાન ધરાવનાર !, સુંદર ક્રીડાના સ્થાનરૂપ !, ધર્મ, અર્થ અને કામને આપનાર !, અર્થાત્ કૈલાસ પર્વતની યાત્રા જનારને આ ત્રણે પુરૂષાર્થની સિદ્ધિ થાય છે. મોટી ઉંચાઇવાળો, રાવણ વગેરે શૂરવીરોને શંકરના આરાધનની બુદ્ધિ આપનાર !, સ્ફટિક રત્નમય હોવાને લીધે પોતાની કાંતિથી ચંદ્રની પ્રભાને વધારનાર !, અને જ્યાં મહાદેવની પ્રસન્નતાથી અધ્યાત્મ વિદ્યા જાણનારા પાર્ષદો અણિમાદિ સિદ્ધિ પામ્યા છે એવા હે **परम + अग** ! ઉચ્ચ પર્વત !–કૈલાસ ! તું જયવંતો રહે.

## નવ ગ્રહ.

---

(૫૭) પૂર્વ દિશારૂપી કામિનીના કર્ણના આભૂષણરૂપ **સૂર્ય**—

પ્રભાત પહોરને આહ્વાન આપનાર !, કમળોનો વિકાસ કરનાર !, ઇન્દ્રિયજન્ય અજ્ઞાનરૂપ પવનનો વિધ્વંસ કરવા હાથી સમાન !,

નિદ્રારૂપ અંધકારનો નાશ કરીને પ્રથમ જ સૂર્યનું દર્શન થવાને કારણે પ્રથમના દેવ !, કારણ કે સૂર્યે દુનિયાને ઉદ્યોત આપ્યા બાદ અન્ય દેવોનાં દર્શન થાય છે. દરેક ધાર્મિક કાર્યના પ્રવર્તાવનાર !, ઇષ્ટ વસ્તુ આપનારા છે ઉત્સવો જેના એવા, ઉદય પર્વત ઉપર ઉદય પામનાર !, ચંદ્રની પ્રભાને ઝાંખી પાડનાર !, ઉચ્ચતમ લક્ષ્મીના લાભથી પંડિતો જેના વડે પ્રખ્યાતિ પામ્યા છે એવા હે હરે !-સૂર્ય ! તું જયવંતો રહે.

(૫૮) કામિજનોની આળસને ઉડાડનાર ચંદ્ર—

શ્રેષ્ઠ !, સૂર્ય વિકાસી કમળોના વિકાસનો નાશ કરનાર !, કામ ઉત્પન્ન કરનાર !, વંઠેલી સ્ત્રિઓના સ્વચ્છંદી ગમનને અટકાવવાનો અભિમાન ધરાવનાર !, મતલબ કે ચંદ્રનો ઉદય થતાં અજુવાલાની બીકને લીધે કુલટાઓ બહાર નીકલતી નથી. ક્રીડા કરનાર ! ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને આપનાર !, કારણ કે ઉચ્ચ ચંદ્રના બળથી ત્રણે પુરૂષાર્થની સિદ્ધિ થાય છે. મોટી ઉન્નતિવાળો, પક્ષીઓને ગમન કરવાની બુદ્ધિ આપનાર !, અર્થાત્ ચંદ્રનો ઉદય થતાં રાત્રે પણ દિવસની ભ્રાંતિથી પક્ષીઓ ફરવા ચ્હાય છે. સૂર્યનો ઉદય થતાં લક્ષ્મીથી ક્ષીણ થયેલ !, હે **સોમ** !-ચંદ્ર તું જય પામ.

(૫૯) લોકોના સમૂહનો નાશ કરનાર મંગળ—

માંગલિક કાર્યનો નાશ કરનાર !, ઘૃતાદિ રસોના વિસ્તારને હરણ કરનાર !, અર્થાત્ તે તે રસોને મ્હોંઘા કરનાર !. જ્યોતિષ શાસ્ત્રમાં કહ્યું છે કે—

सणि आइच्चि अहव भूनंदणि, कक्कि मयरि रवि अणहि दंसणि।
तण रस धण्ण महग्घ करावइ, अहवा नरवइ चक्कि चडावइ ॥

શનિ, સુર્ય અને મંગળ કર્ક અગર મકરરાશિ ઉપર હોય, અને સૂર્યની આકૃતિ વિકૃત દેખાતી હોય તો ઘાસ-

આરો, ઘૃતાદિરસ અને અનાજ મહોંઘા થાય. અથવા રાજાઓમાં વિગ્રહ (લડાઇ) જાગે.

દર્શન માત્રથી મુંઝાવનાર !, અર્થાત્ લગ્નાદિ પ્રસંગોમાં મંગળની દૃષ્ટિ લોકોને અશુભ કરનાર હોય છે. સૂર્યના અસ્તિત્વમાં નજરે નહી પડનાર !, દરેક શુભ કાર્યના નિષેધમાં અભિમાન ધરાવનાર !, એટલા માટે જ પ્રથમથી જ ન પૂજવા યોગ્ય !, ધર્મ, અર્થ અને કામનું ખંડન કરનાર !, શૂરવીરોની બુદ્ધિને ઉત્સાહિત કરનાર !, અપયશના પ્રભાવથી શ્રેષ્ઠ !, ગમનકાર્યમાં પ્રસિદ્ધ ! અર્થાત્ મંગળવારના દિવસે ગામાંતરે જવું નહીં.

કોઇએ કહ્યું પણ છે કે—

मंगलवारिं ससिवयणि ! पिअहिं बाह न मेहि ।
होइसइ पच्छुतावडउ माणिकि ! ठउलु म खिहि ॥

હે ચંદ્રવદના ! મંગળવારના દિવસે પતિની બાંહ ન મુક, અર્થાત્ તેમનો સંબંધ ત્યજ નહી. જો ત્યજીશ તો પસતાવું પડશે. હે આર !–મંગળ ! તું જયવંતો રહે. (એ ઉપહાસ વાક્ય છે)

(૬૦) દરેક ગ્રહોમાં સુંદર બુધ—

કલ્યાણરૂપ વનને વિકસાવવા રવિસમાન !, અજ્ઞાનની મુંઝવણરૂપ વનનો વિનાશ કરવા ગજ સમાન !, શ્રેષ્ઠ પ્રભાવાળા !. ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણ પુરૂષાર્થને આપનાર !, मूर्तौ बुधगुरुशुक्राः श्रेष्ठाः તનુસ્થાનમાં (લગ્નમાં) બુધ, ગુરૂ અને શુક્ર શ્રેષ્ઠ હોય છે. ઉત્સવોનો ઉદય કરવામાં શૂર !, જેના આગમને જ્યોતિષ શાસ્ત્રે સિદ્ધ કરેલ છે. એવા ચંદ્રના પુત્ર !, सूरे–હે બુધ ! તું જય પામ.

(૬૧) ઇંદ્રના મનમાં જેની બુદ્ધિ વસે છે એવો બૃહસ્પતિ–

પૂર્વ ભવમાં ૧૦૦ વખતે क्रतु (શ્રાવકને વહન કરવા યોગ્ય પ્રતિમા)નું પાલન કરવાથી ઇંદ્રપદને પ્રાપ્ત કરેલ હોઇ शतक्रतु નામથી પ્રસિદ્ધ થએલો ઇંદ્ર જેની બુદ્ધિને લીધે કલ્યાણથી શ્રેષ્ઠ બનેલ છે

એવો, નાસ્તિક મત ફેલાવવાને લીધે આત્માને મુંઝવનાર !, એટલા માટે જ સ્ત્રી સેવન કરાવવા સંબંધી અભિમાન ધરાવનાર !, દેવોનો આચાર્ય હોવાને લીધે દેવોમાં મુખ્ય !, ધર્મનો ધ્વંસ કરનાર !, કામને વૃદ્ધિ પમાડનાર !, મોક્ષનો વિશેષપણે નિષેધ કરનાર !, [1]विद्यारंभे गुरुः श्रेष्ठः વિદ્યાભ્યાસની શરૂઆત કરવામાં ગુરૂવાર શ્રેષ્ઠ છે. એવું કથન હોવાથી બુદ્ધિ આપનાર !, સૌમ્યગ્રહ હોવાને કારણે આલ્હાદ ઉપજાવનાર : यात्रायां जयदो गुरुः યાત્રામાં ગુરૂવાર જય આપનાર છે. એવું કથન હોવાથી લક્ષ્મીનો લાભ કરનારા સિદ્ધ પુરૂષસમાન !, હે सूरे !—બ્રહસ્પતે ! તું જયવંતો રહે.

(૧૨) જગતને કાવ્ય શક્તિ આપનાર શુક્ર—

અસુરોને માન તથા જયથી યુક્ત બનાવનાર !, યજ્ઞમાં બલિદાનના સમયે વિષ્ણુએ વામન રૂપધરીને કનક નાલિકામાં પ્રવેશ કરીને ડાભની અણી ઘોંસીને આંખ ફોડીને કલ્યાણરૂપ વનનો નાશ કર્યો. એમ વૈદિક કથન હોવાને લીધે યજ્ઞમાં જેના કલ્યાણનો ઈંદ્રે નાશ કર્યો છે એવો, સકલ નીતિશાસ્ત્રની પ્રવૃત્તિ કરનાર હોવાથી વ્યવહારની મુંઝવણીરૂપ વનને ઉચ્છેદન કરવા ગજસમાન !, દેવોની પ્રતિષ્ઠા, વ્રતગ્રહણાદિ ધાર્મિક કાર્યો, શત્રુઓની જીત માટે પ્રસ્થાન વગેરે કરી અર્થ આપનાર! અને વિવાહ વગેરે કામ આપનારાં ઉત્સવોનો ઉદય કરનાર !, દાનવોના સુભટોને ધીરજ આપનાર !, શુભ ગ્રહ હોવાને લીધે કીર્તિયુક્ત ! सुक्के वा लिज्जंते भंडं लाभं वर देइ । શુક્રવારે લીધેલાં વાસણ વગેરે શ્રેષ્ટ લાભ આપે, એમ કહેલું હોવાથી લક્ષ્મીના આગમનથી પ્રસિદ્ધ !, હે सूरे !—દૈત્યોના ગુરુ !—શુક્ર ! તમે પ્રભા આપો. મતલબ કે દેવતા વગેરેની પ્રતિષ્ઠામાં શુક્રના બળથી તેમની પ્રભા વધે છે.

---

૧ નારચંદ જ્યોતિષમાં સંપૂર્ણ શ્લોક નીચે મુજબ નજરે પડે છે.

विद्यारंभे गुरुः श्रेष्ठो, मध्यमौ भृगु भास्करौ ।
मरणं मंदं भौमाभ्यां नो विद्या बुध सोमयोः ॥

પૂજા યુક્ત !, **अग्निमुखा वै देवाः सर्व देवोनुं मुख अग्नि छे** એવી શ્રુતિ હોવાથી સર્વ દેવોમાં મુખ્ય !, ધર્મ, અર્થ અને કામને પાલન કરનાર છતાં લોકવાયકાથી દાહક શક્તિ સંપન્ન હોવાને કારણે ધર્મ, અર્થ અને કામને ખંડન કરનારા તેજથી સંપન્ન !, વસ્તુમાત્રને દહન કરનાર હોવાથી કૃપા વગરનાઓમાં શૂર !, વસ્તુજ્ઞાન આપનાર !, રાત્રિએ પ્રકાશ આપવાને કારણે ચંદ્રમાના ઉદયમાં તેજથી શ્રેષ્ઠ !, અને સૂર્યના વખતમાં તેજ રહિત !, હે **क** !–અગ્નિ ! તું જય પામ.

(૬૮) પ્રાણીમાત્રની જિંદગીનો અંત આણનાર **યમ**—

કલ્યાણનો અંત આણનાર !, જેનાથી ઉત્સાહ નાશ પામે છે એવો, સુતેલા ફરી ઉઠેજ નહિ એવી દીર્ઘ નિદ્રાકારી હોવાને લીધે ઇંદ્રિયોને મોહ કરનાર !, સુખનો અંત આણનાર !, પ્રાણીઓના ગમન તથા આગમન અટકાવવા સંબંધે અભિમાન ધરાવનાર !, પ્રથમથી જ ક્રીડાદિ વગેરે ન બની શકે એવો ( અર્થાત્ મૃત્યુની બીકને લીધે પ્રથમથી જ ક્રીડાદિ બંધ થઇ જાય છે ), ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થનું ખંડન કરનાર !, સમૃદ્ધિમાંથી કમ્પ ઉપજાવનારી બુદ્ધિ યુક્ત !, કીર્તિ રહીત !, સૂર્યના પુત્ર !, મૃત્યુ કરનાર હોવાથી અનિચ્છનીય આગમન !, હે **ह्रे** !–યમ ! તું જયવંતો રહે.

(મશ્કરીસય વાક્ય)

(૬૯) માંસના મુખ્ય ખોરાકવાળો **રાક્ષસ**—

કલ્યાણનો નાશ કરનારા આગમનવાળો, યમને વિસ્તાર યુક્ત બનાવનાર !, કારણ કે મનુષ્યોને મારવાથી યમને સહાય મળે છે. **अक्षे राक्षसः બહેડામાં રાક્ષસ અને વડમાં યક્ષ વસે છે.** એવું કથન હોવાથી બહેડાના ઝાડ પર પ્રીતિ ધરાવનાર !,

કહ્યું પણ છે કે—

**विल्लीइ वसइ गोरी, सुरो लिंबे विही पलासम्मि ।**
**चच्चरयम्मि रुद्दो अक्खे रक्खो वडे जक्खो ॥**

**પાર્વતી બિલ્લાના ઝાડમાં, લિંબડામાં સૂર્ય, ખાખરમાં બ્રહ્મા, ધતૂરામાં રૂદ્ર, બહેડામાં રાક્ષસ અને વડમાં યક્ષ વસે છે.**
અરણ્યમાં જનાર !, યુદ્ધ કરવામાં ગર્વ ધરાવનાર !, પ્રથમથી જ સ્તુતિ કરવાને અયોગ્ય !. ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થનું ખંડન કરનાર !, મોટી કાયાવાળા !, ભયંકર હોવાને લીધે વીર પુરૂષોની બુદ્ધિને પણ કંપાવનાર !, જ્યારે ચંદ્રની શ્રેષ્ઠ પ્રભા હોય છે એવી રાત્રિએ વિચરનાર !, અને સૂર્ય છતાં ગમન ત્યજનાર !, અર્થાત્ રાત્રિચર હોવાને લીધે દિવસે ગમન બંધ કરનાર ! હે **अवरमागम** ! અલક્ષ્મીથી ઉત્પન્ન થએલ !—હે રાક્ષસ ! તું જય પામ.

( ઉપહાસ્ય વાક્ય ).

(૭૦) સુંદર રત્નોનાં ઘરેણાંના કિરણોની શ્રેણિથી શ્વેતવર્ણ બનેલો વરૂણ—

સુવર્ણ કમળના વિસ્તાર જેવો સૂર્ય જ્યાં અલ્પ પ્રકાશવાળો થાય છે એવો, મનોહર !, જલનો અધિષ્ઠાયક દેવ હોવાને લીધે પાણીને સમીપ વસનાર !, સમુદ્રના ઘોષથી માન ધરાવનાર !, શ્રેષ્ઠ ક્રીડા યુક્ત !, ત્રણે વર્ગ (ધર્મ, અર્થ અને કામ)નું પાલન કરનાર; ચંદ્રની વિશિષ્ટ પ્રભાને કંપ ઉપજાવવા કુશલ !, અર્થાત્ વરૂણને (પશ્ચિમ દિશાને) પ્રાપ્ત કરીને કેવલ સૂર્યજ તેજ રહિત બને છે એમ નહી, કિન્તુ ચંદ્ર પણ અસ્ત થાય છે. પશ્ચિમ દિશાની શોભા વધારવા સિદ્ધ આચાર્ય સમાન !, હે च !—વરૂણ ! તું જયવંતો રહે.

(૭૧) વૃક્ષોના વનને ઝુલાવનાર પવન—

કલ્યાણથી શ્રેષ્ઠ !, વિસ્તાર યુક્ત !, ઇંદ્રિયજન્ય મૂર્છારૂપ અરણ્યને ઉચ્છેદવા ગજ સમાન !, અર્થાત્ મૂર્છા મટાડનાર !. શ્રેષ્ઠ ગતિયુક્ત !, વાયુરૂપ પ્રાણ સિવાય કંઇ ન બની શકવાથી ધર્મ, અર્થ અને કામને આપનાર !, મહાન ઉન્નતિ મેળવેલા વૃક્ષો વગેરેને વિશેષ પ્રકારે કંપાવવા કુશળ !, પુષ્પ તેમજ કપુર વગેરે શ્રેષ્ઠ

સુગંધનો લાભ કરવા સિદ્ધ આચાર્ય સમાન !, સોમ એના અપરનામ ધરાવનાર ! હે **हरे** !–વાયુ ! તું જય પામ.

(૭૨) દ્રવ્યનું દાન આપવા તત્પર બનેલો કુબેર—

સુવર્ણ અને ધનથી વિસ્તાર યુકત !, **श्रीकंठसखा મહાદેવનો** મિત્ર હોવાને લીધે મહાદેવને જોવાથી સ્નેહ ધરાવનાર !, સર્વ દિશાના હાથીઓથી ગર્વ ધરાવનાર !, શ્રેષ્ઠ ક્રીડા યુકત !, ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણે પુરૂષાર્થને આપનાર !, અર્થાત્ દ્રવ્યનું દાન આપવાથી ધર્મ અને કામને પણ આપનાર કહેવાય. મહોત્સવોનો ઉદય કરવામાં શૂર !, **सर्वशून्यं दरिद्रता દરિદ્ર અવસ્થા હોવાથી દરેક ગુણથી શૂન્ય જ** હોય છે. અથવા **यस्यार्थाः स च पंडितः જેના પાસે ધન છે તેજ** પંડિત. એવું કથન હોવાને લીધે ધન આપવાથી બુદ્ધિ આપનાર !, મહાત્મ્યથી શ્રેષ્ઠ !, લક્ષ્મીનો લાભ આપવા સિદ્ધ આચાર્ય સમાન ! હે **सोम** ! કિન્નર દેવોના ઇંદ્ર !–વૈશ્રમણ ! તું જય પામ.

ઇશનું વર્ણન પૂર્વે ( ૫૨ મા અર્થમાં ) કરી દીધેલું હોવાથી અહિં તે છોડી દેવામાં આવે છે.

(૭૩) વિજયંત (વિમાનને) ને અલંકૃત કરનાર **જયંત**—

કલ્યાણથી શ્રેષ્ઠ !, ઈંદ્ર જેનાથી સંતાન યુક્ત ગણાય છે એવો, મનોહર !, સુખનો નાશ કરનારા શત્રુ સમૂહને ( દાનવોના સૈન્યને ) નિવારવા માન ધરાવનાર !, શ્રેષ્ઠ ક્રીડા યુકત !, ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થ ( ત્રિવર્ગ ) ને આપનાર !, મહાન ઉન્નતિ પ્રાપ્ત !, શૂરવીર !, અસુરોના યુદ્ધમાં અડગ રહેનાર !, આલ્હાદક !, આગમ–શાસ્ત્રોથી પ્રખ્યાત એવો બૃહસ્પતિ જેનો વિદ્યાગુરૂ છે એવો હે **जय** !–જયંત ! તું નમન કરનારનું રક્ષણ કર.

(૭૪) પૃથ્વીના આનંદને વિસ્તારનાર વર્ષાદ—

કાનના પડદા ફાડી નાખવાને સમર્થ એવી ગર્જનાની ધ્વનિને

ધારણ કરનાર !, કમળના વનોના સમૂહનો નાશ કરનાર !, જોનારના મનને હરણ કરનાર !, મધ્યમાં જળને ધારણ કરનાર !, અગ્નિને અટકાવવામાં ગર્વ ધરનાર !, સર્વ દુનિયાના વર્તનમાં આદ્ય !, ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગને આપનાર !, મહતી ઉન્નતિ પ્રાપ્ત !, વીરો (સુભટો)ની બુદ્ધિને કંપાવનાર !, કારણ કે શત્રુના વિજય માટે અન્ય દેશમાં ગયેલા સુભટોનું મન મેઘનું દર્શન કરવાથી ક્ષોભ પામે છે. (ઘર તરફ આકર્ષાય છે.) જળને પૂર્ણ કરનાર (જળ પુરૂં પાડનાર !,) પદાર્થોની ઉત્પત્તિ કરવામાં શ્રેષ્ઠ !, ધાન્ય વગેરેની લક્ષ્મીની પ્રાપ્તિ કરાવવા આજ્ઞાથી સિદ્ધ થયેલા આચાર્ય સમાન !, હે देव !–વર્ષાદ ! તું જયવંતો રહે.

(૭૫) વિવેકમાં વિકલતા લાવનારૂં મદ્ય—

વાચાલ બનાવનાર !, અર્થાત્ જે માણસ પ્રથમ પ્રમાણ યુક્ત ( વિચારીને ) બોલનાર હોય છે તે પણ દારૂ પીવાથી સંબંધ વગર જેમ આવે તેમ વિશેષ બબડે છે. જેના લીધે વિષ્ણુ વિસ્તાર રહિત બન્યો છે એવો, કારણ કે મદિરા પાન કરીને મસ્ત બનેલા કુમારોએ ક્રોધિત કરેલા દ્વૈપાયન ઋષિએ દ્વારિકાને બાળી નાખી હતી એમ શાસ્ત્રમાં કથન છે. ઇંદ્રિયોમાં ઘેલછા ઉત્પન્ન કરનાર !, અથવા ક્ષમાથી રહિત (ગુસ્સા યુક્ત) વિતર્કોને ધરનાર ! દારૂ પીવાથી પગ લથડાઈ જતા હોવાને લીધે મનોહર ગતિનો નાશ કરનાર ! હું રાજા છું વગેરે લવારો કરવાથી અહંકાર યુક્ત !, પ્રથમથી વખોડવા યોગ્ય !, ધર્મનો નાશ કરનાર !, કામદેવને જાગૃત કરનાર !, મોટા શૂરવીરોને પણ વિશેષ ધ્રુજવાની (ડોલવાની) બુદ્ધિ આપનાર !, જળથી ઉત્પત્તિ મેળવેલ !, ઉચ્ચ લક્ષ્મીનો વિનાશ કરવામાં મંત્રથી સિદ્ધ બનેલા આચાર્ય સમાન !, હે कल्य !–દારૂ ! તું જય પામ ( મશ્કરીમાં વપરાયેલ ક્રિયાપદ છે ).

(૭૬) વાંછિત પદાર્થને ઉત્પન્ન કરનાર સુવર્ણ—

દરેક ધાતુઓમાં શ્રેષ્ઠ !, વિસ્તારવાળા ઘોડા વગેરેની પ્રાપ્તિ

કરાવનાર !, ઇંદ્રિયોને આનંદ આપનાર !, સ્ત્રીઓની પ્રાપ્તિ કરનાર !, હાથીઓ વડે પૂજા પ્રાપ્ત ! અર્થાત્ હાથી વગેરે આપનાર !, જેથી શ્રેષ્ઠ ક્રીડા મળે છે તે. ત્રણે પુરૂષાર્થને આપનાર !, મોટા મોટા ઉત્સવોનો ઉદય કરનાર !, સુભટોને ધીરજ ઉપજાવનાર ! અર્થાત્ સોનાના (ધનના) લોભથી સુભટો યુદ્ધમાં ધૈર્ય ધરી લડે છે. કાંતિ સંપન્ન !, ઉચ્ચ પદાર્થ !, ઉચ્ચ લક્ષ્મીને મેળવવા સિદ્ધ આચાર્ય સમાન ! હે कल्याण !–સુવર્ણ ! તું જય પામ.

(૭૭) મર્યાદા નહી ઉલ્લંઘનાર સમુદ્ર—

જેના મધ્યે જળ છે એવો, શ્રેષ્ઠ શબ્દવાળા સારસ પક્ષી છે જ્યાં એવો; અથવા सरस्वान् એવું નામ હોવાથી મોટા મોટા સરોવરો છે જેમાં એવો, જ્યાં વિષ્ણુ નિદ્રા લે છે એવો, ભય ઉપજાવનાર હોવાથી ઇંદ્રિયોને મૂર્છા કરનાર !, સર્વ (દરેક જાતની) અગ્નિને ઓલવવા સંબંધી ગર્વ ધરાવનાર !, શ્રેષ્ઠ અધિષ્ઠાયક દેવથી યુક્ત !, ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થને આપનાર !, અર્થાત દ્રવ્યનું દાન આપવાથી તેના કાર્યભૂત ધર્મ અને કામને પણ આપનાર !, મોટા ઉત્સવ યુક્ત !, ચંદ્રમાનો ઉદય થતાં ભરતીની ઓટ આવવાથી ક્ષોભ યુક્ત !, ચંદ્રને જન્મ આપનાર !, શ્રેષ્ઠ લક્ષ્મીની ઉત્પત્તિ કરવા કુશળ !, હે कान्त !–જળથી પૂર્ણ ! સમુદ્ર ! તું જય પામ.

(૭૮) જગત્ (પશુઆદિ)ને મારવામાં શક્તિ ધરાવનારા નખરૂપ છીપાણીમાંના મોતીથી અરણ્યને અલંકૃત કરનાર સિંહ—

દરેક અન્ય પશુઓનો વિનાશ કરવા સમર્થ એવા શબ્દથી શ્રેષ્ઠ !, કેશવાલના વિસ્તાર યુક્ત !, ક્રોધને ધરનાર !, જંગલી હાથીઓનો નાશ કરવાથી ગર્વ ધરનાર !, શ્રેષ્ઠ જયની ઇચ્છા ધરાવનાર !, હિંસક હોવાને લીધે પોતાના અને પરના ત્રણે પુરૂષાર્થનું ખંડન કરનાર !, મહા ઉત્સાહ યુક્ત !, શૂરવીર !, અન્યથી ક્ષોભ નહી પામનાર !, કીર્તિ અને પ્રતાપ યુક્ત !, જેનાથી મોટા પર્વતોની અને

વૃક્ષોની શોભા વધેલ છે એવો, અર્થાત્ સિંહના ભયથી તાજા ઘાસને કાપનારા લોકો આવી નહી શકતોથી પર્વત અને વૃક્ષોને કંઈ નુકશાન પહોંચે નહી. મૃગાદિને મારવામાં ચતુર !, અથવા **पुरओ वहंति सीहाइ સિંહ વગેરે અગ્ર ભાગમાં જોડાય છે.** ઇત્યાદિ કથન હોવાથી જૈન સિદ્ધાંતમાં સૂર્યના વાહન તરીકે પ્રસિદ્ધ !, હે **हरे** !– સિંહ ! તું જય પામ.

(૭૯) ચરણથી ગમન કરવામાં કુશલ એવો અશ્વ—

કલ્યાણથી શ્રેષ્ઠ ! અર્થાત્ પંચકલ્યાણ અથવા અષ્ટકલ્યાણ સંજ્ઞક !, અશ્વનાં લક્ષણ જણાવતાં અભિધાન ચિંતામણીમાં શ્રીહેમચંદ્રાચાર્ય મહારાજ કહે છે કે—

**पञ्चभद्रस्तु हृत्पृष्ठमुखपार्श्वेषु पुष्पितः ।**
**पुच्छोरः खुरकेशास्यैः सितैः स्यादष्टमङ्गलः ॥**

**હૃદય, પીઠ, મુખ અને પાસાં જેનાં પુષ્ટ હોય તે અશ્વ પંચભદ્ર કહેવાય, અને જેનાં પુચ્છ, છાતી, ખુર, વાળ, અને મુખ શ્વેત હોય તે અષ્ટમંગળના નામથી ઓળખાય છે.**

છાતી, પુંઠ અને પાર્શ્વભાગે વિશાળ !, મનોહર !, સ્વારની ઇચ્છા અનુસાર ગમન કરનાર !, વેગથી હાથીને પણ જીતવાની ઇચ્છા ધરાવનાર !, શ્રેષ્ઠ ક્રીડા ધરાવનાર !, લક્ષ્મીનો લાભ કરનાર હોવાથી ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થને આપનાર !, મહાન ઉન્નતિ પ્રાપ્ત !, પરાક્રમ યુક્ત !, પ્રહાર લાગવા છતાં પોતાના નાયકને યુદ્ધમાંથી બહાર લઇ જનાર હોવાથી ધૈર્ય યુક્ત !, વાયુના જેવા વેગ યુક્ત !, **यस्याश्वास्तस्य मेदिनी જેના પાસે ઘોડા તેની પૃથ્વી.** એવું કથન હોવાથી અન્યની લક્ષ્મીનો લાભ કરાવવા આજ્ઞાસિદ્ધ આચાર્ય સમાન !, હે **हरे** !–અશ્વ ! તું જય પામ.

(૮૦) ચાલતા પર્વત સમાન ઉચ્ચ હસ્તી—

ભદ્રજાતીય !, ચતુરંગ સૈન્યમાં શ્રેષ્ટ !, વિસ્તાર સંપન્ન !, જોનારને વિચિત્રતા ઉત્પન્ન કરનાર !, મનોહર ગતિયુક્ત !, જેનાથી

રાજાઓ વિજય મેળવી ગર્વ ધરાવે છે એવો, ત્રિવર્ગને આપનાર !, મોટી ઉંચાઇ ધરાવનાર !, ક્ષોભ ઉપજાવનાર હોવાથી શૂર સુભટોની બુદ્ધિને પણ કંપ ઉપજાવનાર !, કીર્તિ અને પ્રતાપ યુક્ત !, **सोमोद्भव** (સોમવેદથી ઉત્પન્ન થએલ) નામ હોવાને લીધે આગમ ( વેદ ) થી સિદ્ધ છે જન્મ જેનું એવા હે **वारण** !–ગજ ! તું શત્રુને હર.

(૮૧) જેના અંદર લક્ષ્મી સુખે વિરાજે છે તેવું **કમળ**—

અત્યંત શુભ !, જેને વિકસાવવા ચંદ્ર સમર્થ નથી એવું, ઇંદ્રિયોને આનંદ આપનાર !, મનોહર શબ્દવાળા ભ્રમરાઓના ભ્રમણથી ગર્વ ધરાવનાર !, શ્રેષ્ઠ સ્તુતિ યોગ્ય !, દેવતાની પૂજાના કારણભૂત હોવાથી ધર્મના પ્રયોજન રૂપ !, કામની વૃદ્ધિ કરનાર !, અગાધ જળમાં ઉત્પન્ન થયેલ હોવાથી મોટા વિસ્તાર યુક્ત !. હંસ, ચક્રવાક (ચકવા) વગેરે પક્ષિઓને કંપાવનારી અથવા ગમન કરવાની બુદ્ધિ આપનાર !, જળમાં જન્મ પ્રાપ્ત કરેલ !, સૂર્યોદય થતાં ઉત્કૃષ્ટ વિકાસની શોભાના લાભથી પ્રસિદ્ધ !, હે **सारस** !–સૂર્યવિકાસી કમળ ! તું જય પામ.

(૮૨) ઉત્કટ ઝેરથી ગર્વ ધરનાર **સર્પ**—

અમંગળ ભૂત હોવાને લીધે કલ્યાણને દૂર કરનાર !, ફણાના વિસ્તાર યુક્ત !, ઇંદ્રિયોને અત્યંત મૂર્છા આપનાર !, સુખનો અંત આણનાર !, ગમનમાં વિઘ્નસમાન !, પ્રથમથી સ્તુતિને અયોગ્ય !, હિંસક હોવાથી પોતાના અને પરનો વધ કરવાથી અન્યના ત્રણે પુરૂષાર્થનું ખંડન કરનાર !. મોટા ઉત્સવોના ઉદયમાં વિશેષ કંપ ઉપજાવવામાં કુશળ !, કારણકે ઉત્સવોની શરૂઆતમાં જ સર્પ દૃષ્ટિએ પડવાથી મનમાં ક્ષોભ ઉત્પન્ન થાય છે. પવનનો ખોરાક કરવાથી વાયુ વડે આત્માની પુષ્ટિ ધરાવનાર !, અન્ય જીવોની જીવનલક્ષ્મીનો વિનાશ કરવા આજ્ઞાથી સિદ્ધ થએલા આચાર્ય સમાન !, હે **हरे** !–સર્પ ! તું જય પામ. ( હાસ્ય વચન ).

(૮૩) ચાંચની કાંતિથી ખાખરના કુસુમની સમાનતા ધરાવનાર પોપટ—

જય, જીવ, નંદ, ઇત્યાદિ મંગલિક વચનો ઉચ્ચારવાથી શ્રેષ્ઠ !, પક્ષીઓના વિસ્તારયુક્ત !, સુંદર શબ્દ કરનાર !, દેખાવમાં મનોહર !, આકાશમાં ફરવા ( ઉડવા ) સંબંધી ગર્વ ધરનાર !; શ્રેષ્ઠ ક્રીડા કરનાર !, ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું કથન કરનાર હોવાથી ત્રણે પુરૂષાર્થનું પાલન કરનાર !, ધનિક માણસો પાસે જનાર !, બીલાડીથી ડરનાર !, નીલ વર્ણ હોવાથી સોમલતાનું અનુકરણ કરનાર !, તાપસોના આશ્રમોમાં સાંભળવાથી ઉચ્ચ શાસ્ત્રોમાં વિચક્ષણ ! હે **हरे** !–પોપટ ! તું જય પામ.

(૮૪) વિવિધપ્રકારના હિંસકપશુઓના આશ્રયભૂત **અરણ્ય**—

જ્યાં કલહ જણાવનારા અવાજથી પ્રધાન અને વિસ્તારયુક્ત વાંદરાઓ તથા સિંહ વસે છે એવું, હાથીઓથી ગર્વ ધરાવનાર !, પ્રથમથી જ જ્યાં કોઇનો પ્રવેશ ન થઈ શકે એવું, ત્યાં આવી પડેલો માણસ ત્રણે પુરૂષાર્થ નહી સાધી શકવાથી ત્રિવર્ગનું ખંડન કરનાર !, મોટા પ્રમાણયુક્ત !, મોટા સુભટોની બુદ્ધિને પણ કંપાવનાર !, દીપ્ય ઔષધીઓની પ્રભાને પ્રસરાવનાર !, અર્થાત્ રાત્રે ત્યાં અનેક ઔષધીઓ પ્રકાશ ફેંકે છે. જ્યાં પર્વતોની અને વૃક્ષોની શ્રેષ્ઠ શોભા છે એવું, પારા વગેરેની સિદ્ધિ કરનારા વ્યાડિ, **નાગાર્જુન** વગેરે ઋષિઓ જ્યાં વસે છે એવા હે **कान्तार** !–અરણ્ય ! તું જય પામ.(ઉપહાસ વાક્ય)

(૮૫) જ્યાં નિર્મળ પાણીમાં અપ્સરાઓ વિલાસ કરે છે એવું **માન સરોવર**—

સુવર્ણ કમળોના વિસ્તારથી પીતવર્ણ !, અથવા જળમાં ક્રીડા કરનારા હંસ, ચક્રવાક, વગેરે પશુઓના અવાજથી શ્રેષ્ઠ !, સર્વ અપ્સરાઓના પરિવાર યુકત ઈંદ્ર જ્યાં જલક્રીડા કરે છે એવું, મનોહર !, જળમાં પ્રવેશ કરનારા વનગજોથી યુકત !, ક્રીડાથી શ્રેષ્ઠ !, માન સરોવરમાં સ્નાન કરનારા સપ્ત ઋષિ અને દેવતાઓના ત્રણે પુરૂષાર્થ સિદ્ધ થવાથી ત્રણે પુરૂષાર્થને આપનાર !, આકાશ કરતાં

પણ મોટા પ્રમાણયુક્ત !, રાજહંસ પક્ષિઓ માન સરોવર ત્યજીને બીજે નહિ જવાથી રાજહંસ વગેરેને નહિં ગમન કરવા બુદ્ધિ આપનાર !; જળના પ્રભાવથી શ્રેષ્ઠ !, જયાં બૃહસ્પતિનું આગમન થાય છે એવું, જો કે ઇંદ્રના આગમનથી ગુરૂનું આગમન પણ સમજી શકાય છે તો પણ **ब्राह्मणा आयाता वशिष्ठोऽप्यायातः સર્વ બ્રાહ્મણો આવ્યા અને વશિષ્ઠ પણ આવ્યા** આ પ્રમાણે જ તેનું શ્રેષ્ઠપણું જણાવવા જુદા વિશેષણથી કથન કરેલ છે.

(૮૬) શત્રુઓને સંતાપ ઉપજાવનાર **ધનુષ્ય**—

ટણત્કારના શ્રેષ્ઠ અવાજયુક્ત !, બળનો નાશ કરનાર !, શત્રુઓના સમૂહને હઠાવનાર !, ભયંકર હોવાને લીધે દર્શનમાત્રથી મુંઝાવનાર !, જેનાથી અરણ્યમાં જઈ શકાય છે એવું, યુદ્ધમાં પૂજા મેળવેલ !, જયની મુખ્ય ઇચ્છા ધરાવનાર !, દ્રવ્ય અને કામ આપનારી આબાદીથી યુક્ત !, ધનુષ્ય ચલાવનારા સુભટોને ધીરજ આપનાર !, અથવા સ્હામા પક્ષના સુભટોની બુદ્ધિને ધ્રુજાવનાર !, કીર્તિ અને પ્રતાપયુક્ત !, અન્યની લક્ષ્મીનો લાભ આપવા મંત્રથી સિદ્ધ બનેલા આચાર્ય સમાન !, હે **धर्म**-ધનુષ્ય !, તું જય પામ.

(૮૭) પાપરહિત વૈદ્યક વિદ્યાને જાણનાર **વૈદ્ય**—

આ દર્દીને જરૂર આરામ થશે એવા શબ્દથી પ્રથમ ધાતુવિસ્તાર હરનાર !, લક્ષ્મી પેદા કરવાના વિતર્કયુક્ત !, દુઃખો(દરદો)મટાડવાથી પૂજા મેળવેલ !, વખાણવા યોગ્ય !, પરોપકાર કરીને ધર્મનું કાર્ય કરનાર !, રોગીઓની ચિકિત્સા કરી પુષ્કળ દ્રવ્ય મેળવવાથી સમૃદ્ધિ પ્રાપ્ત !, યમના હાથમાંથી પણ છીનવીને માણસને જીવાડનાર હોવાથી સાહસિક !, કીર્તિસંપન્ન !, **સુશ્રુત, ચરક, બાહડ** વગેરે વૈદ્યક ગ્રંથોમાં વિચક્ષણ ! અને પ્રખ્યાતિ મેળવેલ ! હે **आमद** !-રોગો મટાડનાર ! વૈદ્ય ! તું જય પામ.

(૮૮) લંકા નગરીના ઉપવનની ભૂમિકાને અલંકૃત કરનાર હનુમાન—

પોતાના સ્વામી (રામચંદ્ર અગર સુગ્રીવ) ના હુકમનો અમલ કરવામાં વિચક્ષણ!, બુમાટાના શબ્દથી પ્રધાન!, લંકાને વીંટળી વળે તેવા મોટા પુંછડાના વિસ્તારયુક્ત!, યુદ્ધમાં અક્ષ નામના રાક્ષસનો વધ કરનાર!, બ્રહ્મચારી હોવાને લીધે સ્ત્રી સમાગમનો નિષેધ કરવા સંબંધે ગર્વ ધરનાર!, શ્રેષ્ઠ જયની ઇચ્છા ધરાવનાર!, ધર્મને માટે કામની પરવાહ નહી રાખનાર!, ફાળ ભરીને સમુદ્રને ઓળંગી જનાર!, અજોડ સુભટ!, રાક્ષસોથી ક્ષોભ નહી પામેલ!, પવન (પિતાનું નામ છે) થી જન્મ ધારણ કરનાર!, રામચંદ્રની સાક્ષાત્ લક્ષ્મી જેવી સીતાની પ્રાપ્તિ કરાવવા સિદ્ધ પંડિત સમાન!, હે हरे!–હનુમાન્! તું જય પામ.

(૮૯) વિષય સુખરૂપ તૃષાને દૂર કરનાર વિવાહમહોત્સવ—

દહીં, દ્રો, ચોખા વગેરે મંગલ પદાર્થોથી શ્રેષ્ઠ!, ચંદ્રવાઓથી મંડળને અલંકૃત કરનાર!, અથવા યત્નયુક્ત!, હું એમના વસ્ત્રાદિ શી રીતે લઇ શકું એવી રીતે ચોરોના મનમાં તર્ક ઉપજાવનાર!, અથવા મહાદેવના આત્માને પણ મોહ પમાડનાર અર્થાત્ શંકરે પણ (મદનને ભસ્મ કરવા છતાં) પાણિ ગ્રહણ કર્યું હતું. ધવલ મંગળ અને વાજિંત્રના અવાજથી મનોહર!, કલહરહિત!, દેવ, ગુરૂ વગેરેની પૂજાથી યુક્ત!, શ્રેષ્ઠ ક્રીડાયુક્ત! લોકમાં વિવાહને ધર્મરૂપ માનેલ હોવાથી ધર્મ માટે અભિલાષા ધરાવનારા!, શૂરવીર પુત્ર ઉત્પન્ન કરવાની બુદ્ધિ આપનાર!, કીર્તિ અને પ્રતાપયુક્ત!, ઉચ્ચતર લક્ષ્મીની પ્રાપ્તિ કરાવવા મંત્રથી સિદ્ધ થયેલા આચાર્ય સમાન! हे द+महोदय!— કલત્રના ઉત્સવ! (વિવાહમહોત્સવ!) તું જય પામ.

# ૪ ગુરૂદેવો.

(૯૦) ગુરૂદેવોના ચતુષ્ક (ચોકડી)માંથી પ્રવચનની (જૈન ધર્મની) પ્રભાવનાથી ઉત્પન્ન થએલ અને જગતભરમાં અજોડ એવા અદ્‌ભુત પ્રભાવ (પ્રકાશ)ના કરનારા **શ્રીસિદ્ધસેનદિવાકર**—

જેમ ભીમસેનનું ટુંકુ નામ ભીમ બોલાય છે તેમ **સિદ્ધ** શબ્દથી **સિદ્ધસેન**, અને તે સર્વ કુમતિરૂપ અંધકારને હઠાવનાર હોવાથી **સુર–સૂર્ય**. બન્ને શબ્દના જોડાણથી **સિદ્ધસેન દિવાકર** એમ સંપૂર્ણ નામ થયું.

શ્રીસિદ્ધસેનદિવાકરના સ્વામિત્વપણામાં વચનના કલહથી પ્રધાન !, અને અશ્વમેધ આદિ અનેક પ્રકારના યજ્ઞોના પ્રરૂપક હોવાથી યજ્ઞ યુક્ત !, ( આ વિશેષણથી વેદને આક્ષિપ્ત કરેલ છે ). સમગ્ર સૃષ્ટિના કર્તા તરીકે ઇશ્વરને જોનાર !, (આ વિશેષણથી નૈયાયિક અને વૈશેષિકનો નિર્દેશ કરેલો છે. કારણ તે બન્ને જગતના કર્તા તરીકે ઇશ્વરને સ્વીકારે છે ). અન્વયવ્યતિરેક ધર્મના વિતર્કરૂપ અરણ્યનો વિધ્વંસ કરવા હસ્તી સમાન ! અને વિષ્ણુને આદ્ય દેવ તરીકે માનનાર !, (આ વિશેષણથી સાંખ્યનું સૂચન કર્યું છે. કારણ કે તે વિષ્ણુ ભક્ત છે).

ધર્મ એજ પદાર્થ છે, ધર્મી પદાર્થ નથી. તેમજ અવયવ પદાર્થ છે અવયવી નહી, ગુણ પદાર્થ છે પણ ગુણી નહી. આ પ્રમાણે માત્ર ધર્મનેજ વસ્તુ પણે સ્વીકારનાર !, (આ વિશેષણથી મીમાંસક દર્શનનો નિર્દેશ કરેલ છે. ) દુષ્કર તપ, જપ, બ્રહ્મચર્ય આદિ કષ્ટનો ત્યાગ કરીને માત્ર ઇચ્છિત ભોગને માનનાર !, (આ વિશેષણથી નાસ્તિકનું સૂચન છે. કેમકે નાસ્તિક મત પરલોકથી વિમુખ રહીને આ ભવનાજ સુખમાં તલ્લીન હોય છે.) જૈન સિવાયના દરેક અન્ય દર્શનો મોક્ષના વિઘ્નરૂપ હોવાથી મોક્ષથી વિશેષ કંપાવનારી બુદ્ધિને ઉત્પન્ન

કરનાર !, અને સિદ્ધસેન દિવાકરથી પ્રતાપનો નાશ થઇ ગએલ હોવાથી કીર્તિ રહીત !, મતલબકે જૈનદર્શનરૂપ કમળવનના સમૂહને વિકસાવનારા સિદ્ધસેન દિવાકર (સૂર્ય) પ્રકાસતાં અન્ય દર્શનરૂપ આગીયાઓનું તેજ નહોતું, કિન્તુ તેમના અસ્ત થયા પછી અન્ય દર્શનોનો વિકાશ થયો છે.

કહ્યું પણ છે કે—

स्फुरन्ति वादिखद्योताः साम्प्रतं दक्षिणापथे।
नूनमस्तं गतो वादी सिद्धसेनो दिवाकरः ॥

હાલમાં દક્ષિણ દિશામાં વાદિરૂપ આગીયાઓ પ્રકાશિત થાય છે. તેથી હું માનું છું કે નક્કી વાદી સિદ્ધસેન નામે સુર્ય અસ્ત થયો હશે.

અન્ય દાર્શનિકોના શાસ્ત્ર ! સિદ્ધસેન દિવાકરે સમ્મતિ નામે તાર્કિક સૂત્રથી તારી જીત મેળવેલી હોવાથી હે अपरम+आगम ! તુચ્છ સિદ્ધાંત ! તું જયવાદને પ્રાપ્ત ન થા.

(૯૧) ૧૪૦૦ પ્રકરણ રૂપ ગંગા નદીના નિર્ગમન માટે હિમાલય પર્વત સમાન **શ્રીહરિભદ્રાચાર્ય**—

પ્રથમ બ્રાહ્મણ જ્ઞાતીય હોવાને લીધે વિવિધ પ્રકારના યજ્ઞથી પ્રધાન !, જ્ઞાનમાં થતી મુંઝવણો રૂપ અરણ્યનો ભંગ કરવા હસ્તી સમાન !, અર્થાત્ ૧૪ પ્રકારના વિદ્યા* સ્થાનોનો અભ્યાસ કરી દરેક

---

* पुराण–न्याय–मीमांसा–धर्मशास्त्रा–ङ्ग मिश्रिताः ।
वेदाः स्थानानि विद्यानां धर्मस्यामी चतुर्दश ॥

—યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ. આચારાધ્યાય શ્લો. ૬૩

૧ પુરાણ, ૨ ન્યાય, ૩ મીમાંસા. ૪ ધર્મશાસ્ત્ર, ૫ શિક્ષા, ૬ કલ્પ, ૭ વ્યાકરણ, ૮ નિરૂક્ત, ૯ છંદસ, ૧૦ જ્યોતિષ, ૧૧ ઋગ્વેદ, ૧૨ યજુર્વેદ, ૧૩ સામવેદ. અને ૧૪ અથર્વવેદ એ ચૌદ વિદ્યા કહેવાય છે.

જાતના સંદેહોને મટાડનાર !, એટલા માટે જ આખા જંબુદ્વીપમાં હું જે કોઇએ ઉચ્ચારેલા વાક્યનો અર્થ ન સમજુ તેનો શિષ્ય થાઉં. એવી પ્રતિજ્ઞા કરીને હાથમાં જાંબુડાના ઝાડની ડાળી લઇને એક નગરથી બીજા નગરે ફરતા હોવાથી અહંકારયુક્ત !, પ્રથમ વૈષ્ણવ હોવાને કારણે પ્રથમ વિષ્ણુને દેવ માનનાર !, ચારિત્ર ધર્મને ગ્રહણ કરેલ હોવાથી ધર્મના હેતુ ભૂત !, શંખ વગાડીને પ્રાતઃકાળમાં લોકોના સ્વ ને પરના શાસ્ત્રોના સંદેહને છેદવાથી, બપોરે દુઃખી અને ગરીબ લોકોને ઇચ્છિત ભોજન આપવાથી અને સાંજે પ્રતિવાદિઓ સાથે વાદ-વિવાદ કરવાથી દરેકને ઇચ્છિત આપનાર !, ત્યાગી મુનિને ભોજનાદિ આપવાની શકિત કયાંથી ? એવા ઉદ્‌ભવતા પ્રશ્નના ઉત્તરમાં જણાવે છે કે આબાદી માટે જવાની વિશિષ્ટ બુદ્ધિ આપનાર !, અર્થાત્ સાર્થવાહને મારીને ચોરોથી લઇ જવાતા, બળદ ઉપર નાંખેલી ગુણોમાં રહેલા, જેના મધ્યમાં રત્નો ગોપવેલાં છે એવા સીણના ગોળા અપાવીને શ્રીહરિભદ્રસૂરિએ શ્રાવકને સમૃદ્ધિને પાત્ર બનાવ્યો હતો. ચૌદસો ( ૧૪૦૦ ) પ્રકરણો રચવાથી કીર્તિ યુક્ત !, **चक्किदुगं हरिपणगं०** (आ. नि० गा, ४२१) આ ગાથા સાંભળવાથી વ્રત ગ્રહણ કરનાર !, અને તેનો યથાર્થ અર્થ સમજવાથી આચાર્ય પદ મેળવલ ! હે **હરિભદ્રાચાર્ય** તમે જયવંતા રહો.

(૯૨) છએ દર્શનોના તર્કનો સ્પર્શ કરવામાં લંપટ એવા દિગંબર આચાર્ય ( કુમુદચંદ્ર ) નો પરાજય કરવામાં કુશળતા ધરાવનારી બુદ્ધિથી બૃહસ્પતિને જીતનારા શ્રીદેવસૂરિ—

કલ્યાણરૂપ વનને વિકાસવવા સૂર્યસમાન !, દિગંબરાચાર્ય **કુમુદચંદ્રના** સ્ત્રીનિર્વાણનો નિષેધ કરનારા સ્વ મંતવ્યરૂપ વનનો ઉચ્છેદ કરવા ગજ સમાન !, એટલા **માટે** શ્રી **સિદ્ધરાજ જયસિંહની** સભામાં (કચેરીમાં) જયપતાકા મેળવનાર !, વિવાદમાં મેળવેલા વિજયથી તુષ્ટ થયેલા

રાજાથી ધનની પ્રાપ્તિ થવા છતાં તેમાં નિસ્પૃહ રહીને માત્ર ધર્મને ચ્હાનાર, ! રાજાના પૂજ્ય હોવા છતાં ગર્વ રહિત ! દયા અને તેજને ધરનાર !, કૃપા અને તેજ એ બન્ને એક ઠેકાણે ઘણા ભાગે સંભવે નહી. છતાં તારામાં બન્ને રહેલ હોવાથી હે આચાર્ય ! તું લોકોત્તર છે એમ સૂચવે છે. દિગંબર સાથેના વાદમાં ક્ષોભ ન પામવાથી ધીર!, પ્રતિવાદિનો વિજય કરવાથી વિસ્તરેલી કીર્તિ યુક્ત, ! દુષ્ટ વિચારના માણસોના મનને પણ પ્રીતિ ઉત્પન્ન કરનારા પ્રશમ, શીલ આદિ ગુણોથી શ્રેષ્ઠ !, યુગ પ્રધાનરૂપ ! હે વાદિદેવસૂરિ !, આ અવસર તમારે જય પ્રાપ્ત કરવાનો છે માટે જય પામો.

(૯૩) ચૌલુક્ય કુળમાં ચક્રવર્તિ જેવા **શ્રીકુમારપાળ** રાજાને પ્રતિબોધ આપવાથી અદ્ભુત મહિમારૂપી દ્રવ્ય મેળવનાર **શ્રીહેમચંદ્રાચાર્ય**—

સર્વ આચાર્યોમાં શ્રેષ્ઠ ! પ્રાણિમાત્રને અભયદાન આપવા સંબંધી પટહ વગાડનાર હોવાથી યજ્ઞ નિષેધક !, દરેક શાસ્ત્રોના અર્થના વિસ્તારને સમજનારા, યથાર્થ વસ્તુમાં થતા સંશય, વિપર્યય સંબંધી મોહ (અજ્ઞાન) રૂપ અરણ્યનો ઉચ્છેદ કરવા હાથી સમાન, ! તે આ પ્રમાણે—

क्लृप्तं व्याकरणं नवं विरचितं छन्दो नवं द्व्याश्रया
लङ्कारौ प्रथितौ नवौ प्रकटितं श्रीयोगशास्त्रं नवम् ।
तर्कः सञ्जनितो नवो जिनवरादीनां चरित्रं नवं
बद्धं येन न केन केन विधिना मोहः कृतो दूरतः ॥

જેમણે (સિદ્ધહેમ વ્યાકરણ) નવીન વ્યાકરણ, છંદોગ્રંથ (છંદોનુશાસન), નવીન દ્વયાશ્રય (સંસ્કૃત, પ્રાકૃતમાં દ્વયાશ્રય કાવ્ય), નવીન અલંકાર ગ્રન્થ (કાવ્યાનુશાસન), નવીન યોગશાસ્ત્ર, નવીન તર્કગ્રંથ (પ્રમાણમીમાંસા, વાદાનુ-

શાસન ) અને, તીર્થંકરો વગેરેનાં નવીન ચરિત્રો (ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર) રચ્યાં હતાં, અને તેઓએ કઈ કઇ રીતે **જનતાના મોહને દૂર ન કર્યો? અર્થાત્ દરેક રીતે મોહને હઠાવ્યો.** રાજા, મંત્રિ વગેરે સર્વ લોકોએ સુવર્ણ કમળથી પૂજન કરાએલ !, દરેક ઠેકાણે જિનમંદિરો કરાવવાથી દેવને મુખ્ય માનનાર !, ભક્તજનોને તરતજ ધર્મ, અર્થ અને કામ ત્રણે પુરૂષાર્થની પ્રાપ્તિ કરાવનાર !, હાથી, ઘોડા, રથ, પાયદળ વગેરે સામ્રાજ્યને ધરાવનાર અને ચારે દિશાના અંત સુધીના **અર્ણોરાજ** વગેરે રાજાઓનો વિજય મેળવવા શૂર એવા ચક્રવર્તિ શ્રી**કુમારપાળરાજાને** નિઃપુત્રનું ધનમુક્ત કરવાની, મદિરા, શિકાર અને દ્યૂતાદિ વ્યસનનિષેધની, સર્વપ્રાણિને અભયદાન આપવાની અને દરેક સ્થળે જિનમંદિરો બનાવવાની પ્રધાનબુદ્ધિ આપનાર !, સર્વ દાર્શનિકોને પરાસ્ત કરવા યોગ્ય ઉચ્ચ મહાત્મ્ય ધરાવનાર !, સિદ્ધાંતના જ્ઞાતાઓમાં મુકુટ સમાન !, મિથ્યાત્વરૂપ વિષનો ઘાત વગેરે આઠ ઉત્કૃષ્ટ ગુણ યુક્ત હોવાથી હે સુવર્ણ ( **હેમ** ), સર્વ લોકોના લોચનરૂપ ચકોરના સમૂહથી પીવાએલી કાંતિવાળા હોવાથી **चंद्र**!–ચંદ્રમા !, (હે **હેમચંદ્ર** !) આચાર્ય ! તમે જય પામો.

## ૪ રાજાઓ.

(૯૪) પરાક્રમથી નરસિંહાવતારની સમાનતા ધરાવનાર શ્રી(**સિદ્ધરાજ**) જયસિંહ—

સુવર્ણસિદ્ધિથી પ્રધાન !, યુદ્ધ માટે કુર્કુટ પક્ષિઓને સંઘરનાર ! ( પાળનાર ! ), શ્રી કવિરાજે કહ્યું છે કે—

**रे भूपाः ! कविराज एष भवतो जल्पत्युदञ्चद्भुजः**
**पूज्यावश्चरणायुधाः परममी युष्मत्कुले देवताः ।**
**यद् युद्धोत्सव दर्शनैकरसिकः श्रीताम्रचूडध्वजो**
**देवः पश्यत नाधुनापि रचयत्येकातपत्रां महीम् ॥**

હે રાજેંદ્રો આ કવિરાજ તમારા આગળ હાથ ઉંચા કરીને કહે છે કે આ કુકડાં તમારા કુલદેવતા છે તેથી અત્યંત પૂજવા યોગ્ય છે. (એમનો ઘાત કરવો નહી). જુઓ તેમના યુદ્ધને જોવામાં તલ્લીન બનેલો સુર્ય હજુ સુધી પણ પૃથ્વીને એક છત્ર બનાવતો નથી ( બરાબર તપતો નથી.)

દ્યૂત ક્રીડાથી અન્યને જીતનાર !, સાધારણ માણસની અક્કલ ન ચાલે એવા દ્યૂતમાં હોંસીયાર હોવાથી સર્વે કળામાં કુશળ !, મનોહર !, શત્રુઓના સમૂહને અટકાવવામાં અભિમાન ધરાવનાર !, કારણ કે ધારા નગરના રાજા યશોધર્મ (વર્મ) વગેરે શત્રુ સમૂહને કેદમાં નાંખીને તેમને બહાર નિકળવાનું અટકાવ્યું હતું. ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થને આપનાર !, ધનનો લાભ મળવાથી મોટી આબાદી મેળવનાર !, અથવા રમોત્સવ [ લક્ષ્મીનો ઉત્સવ ] ની પ્રવૃત્તિ કરનાર !, હજુપણ તેણે શરૂ કરેલ સુવર્ણદાનપ્રધાન તે રમોત્સવની પ્રવૃત્તિ જોવામાં આવે છે. એકાંતવીર !, સાહસિકોમાં અગ્રેસર !, આ માટે શ્રીકવિરાજે કહ્યું છે કે–

एकान्तवीरतिलको भुवनैकमल्लः सिद्धाधिपः परमसाहसिकप्रकाण्ड
दर्पान्धवर्वरकजिष्णुरवन्तिनाथ इत्यूर्जितैर्जयति नामभिरेष देवः॥

એકાંત વીરોમાં તિલક સમાન, દુનિયાભરમાં અજોડ મલ્લ, સિદ્ધરાજ, પરમસાહસિકોમાં મુખ્ય, અભિમાનમાં અન્ધ બનેલા બર્બરકને જીતનાર, અવન્તિનાથ, ઇત્યાદિ નામોથી આ જયસિંહ રાજા જય પામે છે.

સોમવંશી હોવાથી સોમના જેવી પ્રભાને ધારણ કરનાર !, જગત્‌ની રક્ષા કરવા સમર્થ હોવાથી સર્વ જગત્‌ની દેખરેખ રાખનાર !, હાથી, ઘોડા વગેરેથી યુક્ત વૈરિરાજાઓની લક્ષ્મીને મેળવનાર ! અને શત્રુરૂપી હાથીઓના મસ્તકના કબાટ તોડી નાંખવામાં

કુશળ હોવાથી સિંહસમાન ! ( सिंह ), હે जयाद्य ! જય શબ્દને શરૂઆતમાં ધરનાર ! અર્થાત્ જયસિંહ ! તું જગતનું પાલન કર.

(૯૫) બળવાન્ શત્રુઓનો વિજય કરવાને સમર્થ એવી શક્તિ ધરાવનાર હોવાથી કુમાર ( કાર્તિકેય ) ની સમાનતા કરનાર શ્રી કુમારપાળ દેવ—

અજયપાળ રાજાના આદ્ય પુરૂષ !, તીર્થંકરોના ચ્યવન, જન્મ, દીક્ષા અને નિર્વાણ આદિ કલ્યાણકોના મહોત્સવોમાં તપસ્યા, બ્રહ્મચર્ય, જિનપૂજન વગેરે કાર્યમાં દ્રવ્યવ્યય કરવાથી શ્રેષ્ઠ !, એક સ્થળે અમે કહ્યું છે કે –

चौलुक्येन्द्रेण चैत्ये कुचकलशभरैर्वन्धुराः सिन्धुरस्त्री
स्कन्धारूढा विधातुं जिनजननमहे सूतिकर्मप्रपञ्चम् ।
षट्पञ्चाशत् समीरप्रमुखरनिजनिजाचारचातुर्यवर्याः
स्फूर्जन्माणिक्यरत्नाभरणकवचिताश्चक्रिरे दिक्कुमार्यः ॥

* * *

द्वात्रिंशत् त्रिदशाधिपा नृपगृहाच्चैत्ये द्विपाध्यासिताः
कल्याणाभरणाभिरामवपुषः कल्याणकोत्सवे ।
स्तोत्रं कर्तुममर्त्यशैलशिरसि स्वर्गादिवाभ्याययु-
स्तन्मध्ये च कुमारपालनृपतिर्भेजेऽच्युतेन्द्रश्रियम् ॥

શ્રી કુમારપાળ રાજાએ દેરાસરમાં જિનેશ્વરના જન્મ મહોત્સવ ઉપર સૂતિકર્મ કરવાને તત્પર બનેલી, દેદીપ્યમાન માણેક અને રત્ન વગેરે આભુષણોથી અલંકૃત બનેલી, હાથીના સ્કંધ ઉપર આરૂઢ થએલી, કુચ જેવા કળશોથી યુક્ત, અને પવન નાંખવો ( વા વીંજવો ) વગેરે પોતપોતાના કર્તવ્ય કરવામાં કુશળતા ધરાવનારી છપ્પન દિક્કુમારિકાની રચના કરી હતી.

જીનેશ્વરના કલ્યાણ વગેરે ઉત્સવ પ્રસંગે મેરૂ પર્વતના શિખર ઉપર સ્તુતિ કરવા માટે સ્વર્ગમાંથી જ આવ્યા હોય એવા રાજમહેલથી દેરાસર સુધી હાથીને હોદ્દે બેઠેલા, સુવર્ણાદિના અલંકારોથી સુંદર શરીરવાળા બત્રીસ ઇંદ્રોની રચના કરી, કે જેમાં શ્રીકુમારપાળ રાજા અચ્યુતેંદ્રની શોભાને ધારણ કરતા હતા. યથાવસ્થિત દેવ, ગુરૂ અને ધર્મતત્ત્વને ઓળખનાર !, મોહને લીધે સ્ત્રી સમાગમ નહી કરનાર !, અર્થાત્ દર વર્ષે ચોમાસાના ચાર માસમાં અને બાકીના કાળમાં આઠમ, ચૌદસ વગેરે પર્વ દિવસોમાં ત્રિવિધ ત્રિવિધે બ્રહ્મચર્ય વ્રત પાળનાર !, દ્યૂત, મદ્ય વગેરે અધર્મનો નિષેધ કરીને દરેક પ્રદેશમાં જિનમંદિરો, જિનરથયાત્રા, પ્રવર્તાવનાર હોવાથી ધર્મના કારણભૂત !, પોતાના તેજ (પ્રતાપ)થી દુષ્ટોને ઉખેડીને દયાવડે સર્વ પ્રાણિઓની રક્ષા કરવાથી વાંછિતાર્થને આપનાર !, અર્ણોરાજ, વલ્લાલદેવ, મલ્લિકાર્જુન, અને સોમેશ્વર, વગેરે ચારે દિશાના અંત સુધીના રાજાઓને જીતવામાં શૂર !, સાહસિકોમાં અગ્રેસર !, કીર્તિ યુક્ત પ્રભા ધરાવનાર !, સ્વપર સિદ્ધાંતના રહસ્યને જાણવા માટે સિદ્ધ પુરૂષ જેવા શ્રી હેમચંદ્રાચાર્ય છે ગુરૂ જેના એવા હે **સચિંતાનસ્હર**! શંકર જેનાથી સંતાનવાળો ગણાય છે એવા કુમાર ! અર્થાત્ કુમારપાળ નૃપ ! તું સર્વનું રક્ષણ કર. કારણ કે જૈન ધર્મને પ્રધાન માનીને, શિકાર વગેરે ત્યજીને અને પડહ વગડાવીને પ્રાણિમાત્રનું રક્ષણ કરવું એજ તને ઇષ્ટ છે.

(૯૬) વૃદ્ધિ પામેલા પ્રતાપ માત્રથી શત્રુઓની ભૂમિનો વિજય મેળવનાર શ્રી અજયપાળ—

હાથીઓના અને મલ્લોના યુદ્ધના કોલાહલના શબ્દથી શ્રેષ્ઠ !, પરમાર્હત શ્રીકુમારપાળ રાજાએ નિષેધ કરેલા શિવધર્મને પૃથ્વીમાં પ્રવર્તાવનાર હોવાથી શંકરને વિસ્તાર યુક્ત બનાવનારો, જોવામાત્રથી મોહને ધારણ કરનાર !, અર્થાત્ જે જે રાજકન્યાઓને જુએ તેને

પરણનાર !, મનોહર !, શત્રુઓના સમૂહને અટકાવનાર !, યુદ્ધ માટે અભિમાન ધરાવનાર !, અર્થાત્ જે જે યુદ્ધનો ગર્વ ધરનાર સુભટ હોય તેને માનપૂર્વક યુદ્ધ માટે બોલાવનાર !, અહિંસા ધર્મનો નિષેધ કરીને, શીકાર ફેલાવીને હિંસા કરવાથી ધર્મનો નિષેધ કરનારાઓને વાંછિત આપનાર !, શાકંભરીના રાજા **સોમેશ્વર** વગેરે રાજાઓએ પોતાના નગરમાં જ રહેલા **અજયપાળને** હાથી, ઘોડા, અને સોનાની પાલખી વગેરે ભેટણાં મોકલી આપવાથી આબાદી વાળા મોટા શૂરવીરોની પણ બુદ્ધિને ધ્રુજાવનાર !, કીર્તિ અને કાંતિથી યુક્ત !, પુષ્કળ લક્ષ્મીની પ્રાપ્તિ થવાથી જેનાવડે પંડિતો જ્ઞાનવંત તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે એવા **હે अजयाद्य देव** ! શરૂઆતમાં અજયશબ્દને ધારણ કરનાર દેવ ! **(અજયપાળદેવ !** )તું અન્યની લક્ષ્મીનું રક્ષણ કર.

(૯૭) શત્રુરૂપ વૃક્ષોને મૂળથી ઉખેડનાર **મૂળરાજદેવ**—

સર્વમંગળોથી શ્રેષ્ઠ !, વિસ્તારવાળા ઘોડાઓથી યુક્ત, પોતાની પૃથ્વીના પાલનમાટે અને અન્યની ભૂમિકા ગ્રહણ કરવા માટે વિચાર ચલાવનાર !, સુંદર ચાલવાળા હાથીઓથી યુક્ત !, ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થનું પાલન કરનાર !, મહાન્ ઉદય પ્રાપ્ત !, પરાક્રમ યુક્ત !, સાહસ ધરાવનાર !, હમેશાં કલાઓથી વૃદ્ધિ પ્રાપ્ત હોવાને લીધે ચંદ્ર જેવા પ્રભાવ યુક્ત !, શત્રુઓની લક્ષ્મીનો નાશ કરવા મંત્રથી સિદ્ધ બનેલા આચાર્યસમાન !, હે **अजयाद्य** ! કોઇથી ન જીતાય એવા મૂળશબ્દને ધરાવનાર (મૂળરાજ!), અથવા અજયપાળ તેના પિતા હોવાને કારણે તેના આદ્યપુરૂષ ! હે મૂળરાજ ! તું સાધુ પુરૂષોનું રક્ષણ કર.

(૯૮) સિદ્ધરાજ શ્રી **જયસિંહ** દેવની, પરમાર્હત શ્રી **કુમારપાળ** દેવની, **અજયપાળ** દેવની અને શ્રી **મૂળરાજની** સકલ શાસ્ત્રોના રહસ્ય જાણનારી પંડિત સભામાં પ્રખ્યાતિ મેળવેલા કવિરાજશ્રી **શ્રીપાળની** કીર્તિ રૂપ લતાના કયારા સમાન **શ્રીસિદ્ધપાળ**—

સંસ્કૃતાદિ છએ ભાષામાં ભાષણ કરવાની લક્ષ્મીથી સંપન્ન !, રસ વગરના કવિઓને અવસર નહી આપનાર !, અર્થાત્ રાજસભામાં જ્યારે સિદ્ધપાળ અસ્ખલિતપણે વાક્પ્રવાહ છોડતો તે સમયે બીજા રસ વગરના કવિઓને બોલવા અવકાશ મળતો નહી. લક્ષ્મી પ્રાપ્ત કરવાના વિતર્કયુક્ત !, મતલબ કે સિદ્ધપાળ માત્ર કવિજ હતો એમ નહી, પરંતુ લક્ષ્મીની પ્રાપ્તિ કરાવનારા વ્યાપારની ચિંતામાં પણ ચતુર હતો. મનોહર વાણી ધરનાર !, પર નિંદા અને આત્મ-પ્રશંસા વગેરે દોષોથી મુક્ત હોવાને લીધે કલહ રહિત !, દરેક લોકોથી પૂજાએલ !, સર્વ વ્યવહારના જાણનાર !, ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થનું પાલન કરનાર !, વિશેષ પ્રકારે આબાદી મેળવનાર !, બુદ્ધિથી શોભાયમાન !, અથવા બુદ્ધિ આપનાર !, કીર્તિપ્રાપ્ત !, ઉચ્ચ અભિપ્રાય ધરાવનાર !, લક્ષ્મીનો શ્રેષ્ઠ લાભ મેળવનાર !, સર્વ શાસ્ત્રોમાં કુશલ !, સ્વભાવે એક સ્થળે સાથે નહી રહેનારી લક્ષ્મી અને સરસ્વતી (એ બન્ને) એનામાં સાથે નિવાસ કરતી જોવામાં આવતી હોવાને લીધે આ અંતિમ બે વિશેષણોથી એનામાં લોકોત્તરપણું સુચવેલ છે. ભીમ શબ્દથી **ભીમસેન** સમજીયે છીએ તેમ **सिद्ध** !-સિદ્ધ શબ્દથી હે **સિદ્ધપાળ** ! તું જયવંતો રહે.

(૯૯) પાપ વગરની વિદ્યાઓની કુશળતાથી ગર્વ ધરાવતા પ્રતિવાદિઓથી નહી જીતાયેલા **શ્રીઅજિતદેવસૂરિ**—

સુવર્ણ કમળના વિસ્તાર સમાન પીતવર્ણ !, પ્રતિવાદિના વિદ્યા સંબંધી મદનું છેદન કરવા સમર્થ તર્ક ચલાવનાર !, હાથી જેવી મનોહર ગતિયુક્ત !, સર્વ લોકથી પૂજ્ય !, કેવળ ધર્મની જ આકાંક્ષા રાખનાર !, ક્રોધાદિને જીતનાર !, ઉદયયુક્ત !, સર્વ જીવોના રક્ષણની બુદ્ધિ આપનાર !, આલ્હાદ ઉપજાવનાર !, જિનાગમના જાણ તરીકે પ્રખ્યાત !, **जयाद्य** ! જયવાદને અગ્રપદે ધરાવનાર !, તે આ પ્રમાણે—

**यः शब्दशास्त्र-गणिताऽऽगम-भव्यकाव्य-**
**सत्तर्ककर्कशमतिप्रसरैः प्रबुद्धैः ।**

भावारिभिः स्मरमदप्रमुखैर्बुभुक्षा
मुख्यैः परीषहगणैश्च न जीयते स्म ॥

જે આચાર્ય શબ્દશાસ્ત્ર, ગણિત, આગમ, શ્રેષ્ઠકાવ્ય અને તર્કમાં તીક્ષ્ણ બુદ્ધિવાળા વિદ્વાનોથી, કામદેવ તેમજ *અહંકારાદિ ભાવ શત્રુઓથી અને ક્ષુધાદિ પરીષહના સમૂહથી જીતાયા નથી.

મનોહર આકૃતિવાળા હોવાને લીધે દેવસમાન !, અથવા अजयाद्यदेवसूरे ! જયનો પર્યાયવાચી શબ્દ છે આદ્યમાં જેને એવા દેવ શબ્દને ધરનારા આચાર્ય ! (અજિતદેવસૂરિ !) ધર્માર્થિ જીવોનાં રાગાદિ અંતરંગ શત્રુઓનો નાશ કરીને તેમનું રક્ષણ કરો.

(૧૦૦) અન્યમતરૂપી હાથીઓના સમૂહનો વિજય મેળવવા સિંહ જેવા શ્રીવિજયસિંહસૂરિ—

કલિકાલમાં પણ દુષ્કર ક્રિયાના સમૂહનું પાલન કરવામાં તત્પર !, જળથી ભરેલા મેઘના ગર્જારવ સમાન ગંભીર વાણીથી દેશના આપનારા હોવાને કારણે શબ્દથી શ્રેષ્ઠ !, મોટો અપરાધ કરનારા પર પણ ગુસ્સે નહી થતા હોવાથી ક્ષમાને ધરનાર !, પોતે વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળીને અન્યને પણ બ્રહ્મચર્ય સંબંધી ઉપદેશ દેનાર !, સર્વ લોકોથી પૂજિત થએલ !, ધર્મના નિમિત્તભૂત !, કામદેવનો વિજય કરનાર !,

---

* કહ્યું છે કે—

कामः क्रोधस्तथा हर्षो, माया लोभो मदस्तथा ।
षड्वर्गमुत्सृजेदेनं तत्र त्यक्ते सुखीभवेत् ॥

૧ ક્ષુધા (ભૂખ), ૨ પિપાસા (તૃષા), ૩ શીત (ટાઢ), ૪ ઉષ્ણ (ગરમી) ૫ દંશમશક (ડાંસ, મચ્છર), ૬ નાગ્ન્ય (જુનાં મેલાં લુગડાં), ૭ અરતિ. (સંયમમાં ઉદ્વેગ ન થાય તે) ૮ સ્ત્રી. ૯ ચર્યા (વિહાર) ૧૦ નિષદ્યા (સ્વાધ્યાય માટે સ્થિરતા), ૧૧ શય્યા. ૧૨ આક્રોશ. ૧૩ વધ. ૧૪ યાચના ૧૫ અલાભ, ૧૬, રોગ, ૧૭ તૃણ, ૧૮ મલ, ૧૯ સત્કાર, ૨૦ પ્રજ્ઞા, ૨૧ અજ્ઞાન, ૨૨ સમ્યક્ત્વ, એ બાવીસ પ્રકારના પરિષહ હોય છે.

મોક્ષે જવા કુશળ !, ચારિત્ર ધરનારાઓમાં મુખ્ય તરીકેની કીર્તિ મેળવેલ !, અન્ય કોઇથી પરાભવ ન પામે એવા પ્રભાવથી શ્રેષ્ઠ !, સ્વ અને પરના આગમના જાણ તરીકે પ્રખ્યાત !, વિશબ્દના સાથે જોડાયેલ જય શબ્દ છે નામના આદ્યમાં જેને એવા સિંહ નામના આચાર્ય (અર્થાત્ હે વિજયસિંહાચાર્ય !) તમે જ્યાં બિલ્કુલ અકીર્તિ નથી એવા પ્રદેશમાં અમને લઈ જાઓ, અર્થાત્ દેવતા પ્રમાણે વર્તન કરો.

## શિષ્યકૃતા ગુરૂસ્તુતિ.

(૧૦૧) આવી રીતે એક શ્લોકના ૧૦૦ અર્થ સાંભળીને બુદ્ધિનો વિકાશ થવાથી કોઇક શિષ્ય આ શતાર્થ કાવ્યના રચનારા પોતાના ગુરૂને ( **શ્રીસોમપ્રભાચાર્યને** ) આજ કાવ્યથી સ્તવે છે—

ઇચ્છિત અર્થને પ્રતિપાદન કરનારા શબ્દરૂપ કમળોના સમૂહને વિકસાવવા સૂર્યસમાન !, આ વિશેષણથી આચાર્યે અનેકાર્થ કાવ્ય રચ્યાનું સુચન કરે છે. જ્ઞાનમાં થતી મુંઝવણ રૂપ અરણ્યને ઉચ્છેદવામાં ગજ સમાન !, આ વિશેષણથી યથાર્થ જ્ઞાનમાં થતા ભ્રમનું નિવારણ કરવા માટે આ શતાર્થ કાવ્યની વૃત્તિ પણ આચાર્યે બનાવી છે એમ ધ્વનિત કરે છે. એક જ કાવ્યના ૧૦૦ અર્થ કરવાથી ૨૪ તીર્થંકરોની શ્રેષ્ઠ સ્તુતિ કરનાર !, ધર્મના માટે જ આત્માનું સમર્પણ કરેલ !, અહંકાર રહિત !, સકલ સંઘને તેજ આપનાર !, કામદેવરૂપ સુભટને જીતવામાં શૂરવીર !, બુદ્ધિ આપનાર !, અથવા બુદ્ધિથી શોભાયમાન !, સર્વ પ્રાણિઓની રક્ષા કરવાથી શ્રેષ્ઠ !, આગમ (સિદ્ધાંત)થી પ્રસિદ્ધ !, હે **સોમપ્રભ ! સોમપ્રભાચાર્ય** તમે જય પામો.

તેજ શિષ્ય પોતે રચેલા કાવ્યવડે ઉચ્ચતાથી મેરૂ પર્વતને પણ જીતનારા પોતાના ગુરૂના ગૃહસ્થ અવસ્થાના વંશાદિનું વર્ણન કરીને ફરીથી ભક્તિ પ્રગટ કરે છે. (૧)

પ્રાગ્વાટ ( પોરવાડ ) વંશરૂપ સમુદ્રની ઓટ વધારવા માટે

ચંદ્ર સમાન, જિનેશ્વરની પૂજામાં તત્પર, અને દરેક મંત્રિઓમાં મુકુટ સમાન **જિનદેવ** નામે મંત્રી થયો. કે જેની ઉદારતા, વિવેક, પરાક્રમ, દયા અને હોંશીયારી વગેરે પવિત્ર ગુણોની સરખામણી કરવા માટે હમેશાં પ્રયત્ન કરતી આખી દુનિયા હજુ વિશ્રામ લેતી નથી. (૨)

એક જ વ્યક્તિમાં સર્વ ગુણો મળી શકે એવી રચના કરવાના કૌતુકથી વિધાતાએ જેને ઘડેલ છે એવો, પૃથ્વીમાં પ્રખ્યાતિ મેળવેલ, ઈંદ્રિયોને કાબુમાં રાખનાર અને સત્પુરૂષોની મંડળીમાં મુકુટ સમાન **સર્વદેવ** નામે તેનો પુત્ર થયો. (૩)

તેનો પુત્ર વૈરાગ્યરૂપ લક્ષ્મીને મુખ જોવા માટે આદર્શ તુલ્ય, ધર્મની ભાવનાવાળો, બાલ્યવયમાંજ જૈન દીક્ષા ગ્રહણ કરીને કામદેવને જીતનાર, અને સમગ્ર જ્ઞાનરૂપી સમુદ્રનો પાર પામીને વિસ્તૃત કીર્તિવાળો શ્રી **સોમપ્રભ** એવા નામથી પ્રસિદ્ધ આચાર્ય થયો. (૪)

કે જે આનંદપૂર્વક જ્ઞાનને ધારણ કરતો, તર્ક વિદ્યામાં અત્યંત કુશળતા ધરાવતો, શીઘ્રતાથી કાવ્ય રચતો, આનંદ આપનારી પવિત્ર દેશના આપતો, અને જેણે **સુમતિનાથ ચરિત્ર** તથા **સૂક્ત મુક્તાવલી** (સિંદૂર પ્રકર) બનાવ્યાં છે તે જ **શ્રીસોમપ્રભાચાર્યે** આ દોષ વગરના શતાર્થ કાવ્યની રચના કરી છે. (૫)

## [1]ધેનુસ્વરૂપ કાવ્ય.

(૧૦૨) મેઘવર્ણન—

ગર્જારવરૂપ શ્રેષ્ઠ અવાજ કરનાર !, અને જળમાં અગ્નિ (વીજળી) ને રાખનાર ! **સોમ+પ્ર** ! હે જળને પૂર્ણ કરનાર (મેઘ !) તું ધર્મના કારણભૂત છે. મતલબ કે—વર્ષાદ વર્ષવાથી ધાન્યાદિની ઉત્પત્તિ થાય છે અને તેનાથી ધર્મ વગેરેની પ્રવૃત્તિ થાય છે.

---

૧ જેમ ગાયને જેટલી વખતે દોહીએ, અગર હરકોઇ આંચલ પકડીને દૂધ કાઢી શકાય છે, તેમ ગમે તે રીતે દરેક ચરણના બબે ત્રણ ત્રણ વર્ણ લઇને પોતાની હોંશીયારી પ્રમાણે આ કાવ્યમાંથી ફાવે તે છંદ અથવા અર્થ ઉપજાવી શકાય તેમ હોવાથી આ કાવ્યને ધેનુ તરીકે ઓળખાવે છે.

હૈમચ્છંદોઽનુશાસનના ૨–૯ના સૂત્રમાં જણાવેલા લક્ષણ મુજબ અહિં તગણ હોવાથી દુર્ગ નામે આ છંદ છે.

(૧૦૩ ગજવર્ણન—

શ્રેષ્ટ શોભાયુક્ત, ! અને વાંછિતાર્થના આપનાર ! હે વારણ ! ગજ ! તું યુધ્ધમાં શત્રુઓને જીતીને પ્રતાપ પાડ. આ શંખ નામે છંદ છે.

(૧૦૪) યાજ્ઞિકવર્ણન—

તેજને વધારનાર ! અને યજ્ઞના વિધાનો કરવામાં ગર્વ ધરાવનાર હે યાજ્ઞિક ! તું યજ્ઞકર્મ માટે લક્ષ્મી મેળવનાર છે. આ શુભ્રનામે છંદ છે.

(૧૦૫) શૈવવર્ણન—

પૂજાના પ્રસગે ગૌરીને પ્રથમપદ આપનાર ! અને શિવને જોનાર ! ( પૂજનાર ! ) હે શૈવ ! તું કામરૂપ સુભટને જીતનારા શંકરના ભક્ત તરીકે પ્રસિદ્ધ છે આ પણ શુભ્ર નામે છંદ છે.

(૧૦૬) આચાર્યવર્ણન—

મોહને જીતનારા હે આચાર્ય ! આપ શુદ્ધને આપનારા છો.

પદને અંતે આવેલા હ્રસ્વ વર્ણને પણ દીર્ઘ ગણવાથી બન્ને દીર્ઘ અક્ષરો હોવાને લીધે બબ્બે અક્ષરના ચરણવાલું સ્ત્રી નામે છંદ થયું.

આવી રીતે પાંચ પદથી પાંચ છંદ થયાં. આજ પ્રમાણે બબ્બે વર્ણના જોડાણથી, તેમજ ત્રણ ત્રણ અક્ષરોના સંયોગથી ઘણી જાતનાં છંદો ઉપજાવી શકાય છે.*

---

* મૂળ કાવ્ય ૧૪ વર્ણવાળા વસંતતિલકા છંદમાં છે. તેના દરેક ચરણના પાંચ વિભાગ પાંચે અર્થોમાં વ્હેચી દેવામાં આવેલ છે. તેમાં પહેલા દરેક ચરણના આદ્યના ત્રણ ત્રણ વર્ણ લઈ તે ત્રણ ત્રણ અક્ષરને એક ચરણ કલ્પી ચાર ચરણ બનાવેલ છે. બીજામાં તે પછીના ત્રણ ત્રણ વર્ણ, ત્રીજામાં તે પછીના ત્રણ ત્રણ અક્ષર અને ચોથા અર્થમાં તે પછીના દરેક ચરણના ત્રણ ત્રણ અક્ષર એકત્ર કરી ચાર ચરણ કલ્પ્યાં છે. છેવટના અર્થમાં છેલ્લા બબ્બે અક્ષરથી બબ્બે વર્ણના એકેક ચરણ કલ્પી કુલ આઠ અક્ષરના ચાર ચરણ બનાવ્યાં છે.

છંદઃ શાસ્ત્રમાં આઠ ગણ હોય છે. તે આ પ્રમાણે—

| | | |
|---|---|---|
| ऽ ऽ ऽ | ત્રણે દીર્ઘ | મગણ. ૧ |
| । । । | ત્રણે હ્રસ્વ | નગણ. ૨ |
| ऽ । । | આદ્યગુરૂ | ભગણ. ૩ |
| । ऽ ऽ | આદ્યલઘુ | યગણ. ૪ |
| । ऽ । | મધ્યગુરૂ | જગણ. ૫ |
| ऽ । ऽ | મધ્યલઘુ | રગણ. ૬ |
| । । ऽ | અંત્યગુરૂ | સગણ. ૭ |
| ऽ ऽ । | અંત્યલઘુ | તગણ. ૮ |

આમાંના એકેક ગણના અબ્ધિ, શંખ, શુભ્ર અને દુગ્ધ નામે છંદો ત્રણ ત્રણ અક્ષરના બને છે.

